૨૮૩૬

# દુઃખમાં દિલાસો

ને

# વિપત્તિમાં ધિરજ.

રચનાર

ઓઝા લલ્લુ કાલીદાસ મહુવાકર,

તે

છપાવિ પ્રકટ કરનાર,

પારેખ ગોવિંદજી ન્હાનજી બુકસેલર,

અને

વોરા, હરિલાલ ધનશંકર.

**રૂચિરા છંદ.**

જે જન સંપત્તિમાં સુખ માની, છકી જતા નથિ સંસારે,
સુખ દુઃખ સરવે સરખુ ગણિને, વિપતીમાં હીંમત ધારે;
રણક્ષેત્રે રિપુથી લડતાં જે ભય ધરિ મનમાં જે નવ ભાગે,
તે નર ત્રિભોવન તણા તિલકનો દુનિઆમાં દાવો માગે. ૧

---

મુંબઈ:
ટ્રેડ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ બાહામ પ્રીંટરે છાપ્યું છે.

સંવત ૧૯૪૨—સન ૧૮૮૬.

કિંમત ૮ આના.

# દુઃખમા દિલાસો ને વિપત્તિમાં ધિરજ.

રચનાર
ઓઝા લલ્લુ કાલીદાસ મહુવાકર,

તે

છપાવિ પ્રકટ કરનાર,
પારેખ ગોવિંદજી ન્હાનજી બુકસેલર,
અને
વોરા, હરિલાલ ધનશંકર.

---

**રૂચિરા છંદ.**

જે જન સંપત્તિમાં સુખ માની, છકી જતા નથિ સંસારે,
સુખ દુઃખ સરવે સરખુ ગણિને, વિપતીમાં હીંમત ધારે;
રણક્ષેત્ર રિપુથી લડતાં જે ભય ધરિ મનમાં જે નવ ભાગે,
તે નર ત્રિભોવન તણા તિલકનો દુનિઆમાં દાવો માગે. ૧

---

મુંબઈ:
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

---

સંવત્ ૧૯૪૨–સન ૧૮૮૬.
કિંમત ૮ આના.

# અર્પણ પત્રિકા.

## સાહેબજાદા શ્રી.

### સુલતાન મહમદ ખાનજી શેહેર ખાનજી મુ૦ જુનાગઢ.

આપે ગુજરાતિ વિધાનો અભ્યાસ કરી સારૂં જ્ઞાન
મેળવ્યું છે, અને સ્વદેશિઓનું હિત કરવું
એ આપના અંતઃકરણમાં ઉત્તમ વિચાર
રમણ કરી રહેલ છે, જેથી આપ
સાહેબને આ લઘુ ગ્રંથ
અરપણ કરવામાં
આવે છે તે
સ્વિકારશો

લી.

અમે છીએ. રચનાર તથા પ્રગટ કરનાર.

દોહરો.

દેશ દુઃખથી દિલ તપે,
  સ્વદેશની સરસાઈ;
ગુજરાતી ગુણિયલ હિરો,
  મહિમાં છે મણિભાઈ. ૧

# પ્રસ્તાવના.

## દોહરો.

હીંમત વિણ હલકો ગણો, જનને વાર હજાર;
ઉત્તમ નર એ નહિં કદી, વાનર નર નિરધાર. ૧

ઘણા દિવસથી મારા મનમાં એક વારતા રચવાનો વિચાર હતો. પ્રથમ હું "સૌરાષ્ટ્રદર્પણ"માં કવિતા રચીને મોકલાવતો હતો, તે તેના અધિપતિને પસંદ પડતી તેથી વારંવાર તે પત્રમાં મારી કવિતાઓ દાખલ થતી. એક વખત તે પત્રના અધિપતિ સાહેબની કાંઈક ગદ્યમાં લખાણ મોકલવું એવી ફરમાશ થવાથી મેં આ વારતા રચવાનો નિશ્ચય કર્યો. વારતા બનાવીને હું છુટક છુટક તે પત્રમાં દાખલ થવા મોલકતો, સુભાગ્યે તે વાત તેને પસંદ પડવાથી તેણે પોતાના પત્રમાં દાખલ કરી. આ વારતા લગભગ આખી તે પત્રમાં છપાણી છે. તે વારતા મજકુર પત્રના ગ્રાહકોને પસંદ પડવાથી જુદી છપાવવા માટે મને ઘણા સજ્જનોએ પત્ર લખી સલાહ આપી; તેથી થોડા ફેરફાર સાથે મારી છુટક છુટક કવિતાઓ દાખલ કરીને આ વારતા તૈયાર કરી છે.

આ વાત વિપત્તિના વખતમાં હીંમત રાખત વિષે છે. હીંમત રાખવાથી શા શા ફાયદા થાય છે, તે મેં મારી યથાશક્તિ પ્રમાણે દરસાવવામાં કસુર રાખી નથી. આ સંસાર જેમાં દરેક માણસને વિપત્તિ પોતાના પાસમાં લેછે. પાસમાં પડયા પછી કાયર માણસ ગભરાઇ જાય છે, પણ જે ખરો હીંમતવાન ને જ્ઞાની છે તે કદી અકળાતો નથી. તે તો કમર

કસીને વિપત્તિની સામો થાય છે. તેથી વિપત્તિ તેને નડી શકતી નથી. માટે મારા સ્વદેશી ભાઈઓને મારી નમ્ર વિનતિ છે કે તેઓએ વિપત્તિમાં હીંમત રાખતાં શીખવું. જેથી આપણા ભરતખંડનો પુનરોદ્ધાર થઈ પાછો સજીવન થાય; અને આપણે દિન પ્રતિદિન વધારે સુખ મળે ને આપણે આબાદ થઈએ.

પત્રના અધિપતિ સાહેબો! આપને મારી વિનંતિ છે કે તેઓ પોતાની ટીકાનાં તીક્ષણ બાણો આ પુસ્તક ઉપર ફેકી સાક્ષરતાની દ્રષ્ટે યોગ્ય વિવેચન કરી ગુણ દોષ બતાવશે જેથી-હવે પછી શૈલી શી કરવી તે સંબંધી મને જ્ઞાન થાય.

તા. ૧ લી માહે સપ્ટેંબર સને ૧૮૯૬.

મુ૦ માંડવધાર. }
પ્રગણે ગઢડા. }

લી૦ ઓઝા લલ્લુભાઇ કાળીદાસ.
મહુવાકર.



# दुःखमां दिलासो

## ने

# विपत्तिमां धिरज.



આ સંસારમાં રહેનારાં તમામ મનુષ્યોને એકવાર વિપત્તિની જાળમાં વિંટાવું પડે છે. કોઇને વિપત્તિનો પાશ થોડો નાંખે છે, ને કોઇને વધારે પણ નાંખે છે. વધારે પાશથી વિંટાએલો માણસ ઉરમાં અકળાઇ જઇને ગમે તેમ કરવાનું ધારે છે, અગર પોતે આવા દુઃખદાયક વિપત્તિના પાશમાંથી છુટો થવાનોજ નથી, એમ વિચારી આ અસહ્ય વિપત્તિમાંથી મોકળો થવા માટે પોતાના વાહાલા આત્માને પણ તજી દે છે. આ રીત કાંઇ સુજ્ઞ માણસની નથી. કારણ કે દરેક મનુષ્ય આ સંસારમાં જન્મ ધર્યા પછી થોડો અથવા ઘણો વિપત્તિનો ભોગ થઇ પડે છે. વિપત્તિ આ જગતમાં કોઇ પણ પ્રાણીને છોડતી નથી. હવે વિપત્તિથી ઘેરાએલા તમામ મનુષ્યો હિંમત આણી તેના સામે ન થતાં કાયર થઇ બેસી રહે, ને વિપત્તિમાંથી

છુટો થવા કાંઇ પણ ઉપાય કરે નહીં, તો તેના ઉપર વિપત્તિ પોતાનું જોર વધારે ચલાવીને આવા માણસને અકળાવે છે. પરંતુ તેમની સાથે બથંબથા આવી ટક્કર ઝીલે તો તે પોતાની મેળેજ કાયર થઇ પાછી હઠેછે. વિપત્તિની સામે થઇ તેને નસાડી મૂકવાને અમુલ્ય ને તિક્ષણ હથીઆર ધીરજ છે. ધીરજથી વિપત્તિ હમેશાં કાયર છે, ને તેનાથી બીને છેટી નાસતી ફરે છે. પણ આવી રીતે હીંમતરૂપી હથીઆર ભીડી સામે થવું એ કામ જ્ઞાતાનું છે; અજ્ઞાન મનુષ્યો તો તેની સામા મૂળથી થતાજ નથી; કારણ કે તે તો પોતાની અણસમજથી એમજ ધારે છે કે વિપત્તિ ચિરકાળ આપણી પાસે રહેશે. તે કદાપી ખસવાની નથી, એમ વિચારી તે મનુષ્ય તેની સામે થતો નથી તેથી વિપત્તિનું જોર તેના ઉપર વધારે ફાવે છે.

## સવૈયા એકત્રીશા.

અવનીતળ અવતાર ધર્યો પણ, અર્ણવ[1] આ તરવો સંસાર,
હીંમત વિણ કો પાર પડે નહિ, એ નિશ્ચય ઉરમાંહી ઉતાર;
મા'ન શત્રુ વિપત્તિ વસે છે, નરનારીને દુઃખ કરનાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુઃખ, ન હીંમત વિપત્તિમાં જન હાર ;
કાળ ચક્ર પેઠે વિપત્તિનું, ચક્ર ભમે છે આ સંસાર,

---

૧ સાગર.

એકવાર સર્વે પ્રાણી એ, ચક્ર વિષે આવી જાનાર;
હીંમતવાન મુંઝાઇ જાય છે, ધીરજ કો વિરલો ધરનાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુઃખ, ન હીંમત વિપત્તિમાં જન હાર. ૨
હીંમત છુટે તેમ વધારે, વિપત્તિ આવીને નડનાર,
દુઃખ અતિશય આવી આપે છે, હિંમત વિણ તે નહીં હડનાર;
માટે હીંમત ધરવી હૈયે, મુઝાવું મનમાં ન લગાર;
ઇશ્વિરદત્ત ગણી સુખ દુઃખ, ન હીંમત વિપતીમાં જન હાર. ૩
મહત જનોને પડી વિપતિ; તે તું તારા મનમાં ધાર,
તારે માથેઆજ નવી નહિ, એ વિચાર ઉરમાંહી ઉતાર;
વિપતિથી તે જન કયમ છુટયા, એ વિચાર કર વારંવાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુઃખ, ન હીંમત વિપતીમાં જન હાર. ૪
હિંમતના હાથેઆર ધરીને, તે વિપતી સામા લડનાર,
કોડ પ્રકારે કષ્ટ પડે પણ, રણથી પાછા નહીં હડનાર;
તો તેને અંતે સુખ આવ્યું, અફળ જતો અટકયો અવતાર,
ઇશ્વરદત્ત ગણી સુખ દુઃખ, ન હીંમત વિપતિમાં જન હાર. ૫

હિંમત હારવાથી કામ થતું નથી. જો હિંમત રાખી; વિપત્તિ સામા થશું તો તે આપણી પાસે રેહેવાની નથી; દરેક વસ્તુ આ દુનિઆમાં કાંઇ અચળ રહેવા આવી નથી, એ હમેશાં યાદ રાખવું કે, કાળચક્ર હમેશાં ફરતું ફરે છે તેમ વિપત્તિ પણ ફરે છે. સંસારની ઘટમાળ એવી છે કે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ મળે છે. આ સં-

સાર એક શુરવીરનું સમરાંગણ છે. તેમાં વિપત્તિરૂપી મહાન્ શત્રુ હથીઆરબંધ ઉભો છે. જો આપણે તે શત્રુથી જરા ડરશું તો તે આપણને જંપીને બેસવા દેશે નહીં. પરંતુ મરણીયા થઇ તેમની સામા ધસીયે તો તેનું બળ કાંઇક ઓછું થાય છે, અગર બીલકુલ નાશ પામે છે. હીંમત-રૂપી એક વિપત્તિનો મોટામાં મોટો દુશ્મન છે. હીંમતથી તે નાસતી ફરે છે. માટે વિપત્તિના વખતમાં હીંમત હારવી એ કામ કાયર માણસનું છે. માટે દરેક મનુષ્ય ભાઇઓએ વિપત્તિ પડે કે તુરત હીંમતનું હથિયાર પકડી ઝટ લઇને તેની સામું લડવા ઉઠવું. વિપત્તિ એ દુઃખદાઇ છે. માટે લડયા સિવાય છેટે ખસતી નથી, માટે વિપત્તિ પડે તે વખતે ન અકળાતાં ધીરજ રાખવી એ મહત કાર્ય છે.

## કુંડળીયા છંદ.

વિપત્તિમાં હીંમત કદી, હારો નહીં જરાય,
હીંમતથી દુઃખો હઠે, સુખ શરીરે થાય,
સુખ શરીરે થાય, જો નહીં હીંમત હારે,
દુઃખ દૂર સહુ થાય, હોય મન હીંમત ત્યારે,
દુઃખ આવે સહુ શીર, તોય હીંમત નવ હારો,
સુખી થશો જગમાંહી, વિપત્તિમાં હીંમત ધારો. ૧
પાંડુ સ્ત્રી પંચાળીયે, હીંમત રાખી મંન,
ચિર તાણ્યા ચોંપે કરી, હેતે દુરયોધ્યન,

હેતે દુરયોધ્ધન, તોય હીંમત નવ હારી,
લાજ ગઇ નહીં લેશ, સતી કે'વાણી નારી,
સા'ય કરી શ્રીકૃષ્ણ, જો મને હીંમત ધારી,
લાંછન નાવ્યું લેશ, પાંડુની સ્ત્રી પંચાળી. ૨
દશરથ સુત શ્રી રામને, કાઢયા વનની માંય,
સાથ સતી સીતા લઇ, મુઝાણા નવ કાંઇ,
મુઝાણા નહીં કાંઇ, જો મને હીંમત રાખી;
થયું સીતાનું હરણ, તોય હીંમત નવ નાંખી*
માર્યો રાવણ રાય, હીંમતે લીધી નારી,
હીંમત રાખી મન, સૂત દશરથ બલિહારી. ૩
હરીશ્ચંદ્ર ભૂપાળને, દુઃખ પડયું દીલમાંય,
રાજપાટ સર્વે ગયું, પાસે ન રહ્યું કાંય,
પાસે ન રહ્યું કાંય, અતી દુઃખ દીલે આવ્યું,
વેચાણો નીચ ઘેર, નામ નીચુંજ ધરાવ્યું,
મુવો સુત રોહીતાશ્વ, તોય હીંમત નવ હારી,
સુખિ થયો જગમાંહિં, હિંમત હરિશ્ચંદ્રે ધારી. ૪.
નળ નૃપ નિજ નારી લઇ, વસ્યો અરણ્યમાં ૧વાસ,
દુખ દિલે અતિશય પડ્યું, તોય ન પામ્યો ત્રાસ,
તોય ન પામ્યો ત્રાસ, ભટકિયો વનમાં ભારે;
રહ્યો અયોધ્યા માંય, તોય હીંમત નવ હારે,

* છોડી. ૧ વગડામાં.

બધી કાળિ થઇ કાય, તોય હીમત ધારી,
વસ્યો અરણ્યમાં વાસ, લઇ નળ નૃપ નિજ નારી. ૫

અસલના વખતમાં મોટા પુરૂષોને માથે પણ વિપત્તિ પડવામાં કસર રહી નથી. પણ સર્વે મહાન પુરૂષો હીંમતથી પાર પડી જય પામ્યા છે, તો તેઓના નામ આજ આપણે પુજ્યભાવથી યાદ કરીએ છીએ. વિપત્તિમાં હીંમત રાખવાથી કેવું સુખ મળે છે. તે નીચેની વાત ઉપરથી સંપુર્ણ સમજાશે. માટે દરેક મનુષ્ય ભાઇઓએ વિપત્તિમાં હીંમત હારવી નહીં.

અમદાવાદ શેહેરમાં અસલના વખતમાં એક વિમળશા નામે વાણીઓ રહેતો હતો. તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું તથા ગામમાં શ્રીમંતાઇના પ્રમાણમાં લાજ—આબરૂ પણ સારી હતી. તેની દોલત એટલી બધી હતી કે તેની સાત પેઢી સુધી પણ ખરચતાં ખૂટે તેમ નહોતું. તેને એક દિકરો હતો, તેનું નામ નેમચંદ હતું. આ પુત્ર તેને ઘટપણમાં પ્રાપ્ત થવાથી તથા એકજ હોવાથી પોતાની શ્રીમંતાઇના પ્રમાણમાં તે લાડકવાયો હતો. તેને તેણે લહાવો લેવાના કોડથી બચપણમાં પરણાવી ઘણું દ્રવ્ય ખરચ્યું હતું. જાનમાં સેંકડો માણસ તેડી જઇને તથા મોટા વરા કરીને તથા તાંસકનાં લાણાં કરી કીર્ત્તિ મેળવવાની લાલચે લાખો રૂપિયા ખરાબ કર્યા હતા. વળી દારૂ ઉપર દેવતા

મૂકવાનું કાંઇ બાકી રાખ્યું ન હોતું. હજારો રૂપિયા દારૂખાનામાં ખરચી નાંખ્યા, એકનો એક દિકરો વળી પોતે પૈસાદાર એટલે નાતમાં ઉજળા થવું એમાંજ પોતાનુ કર્તવ્ય ગણી આટલો બધો ખરચ કર્યો હતો, ને ખરચ એટલો બધો હતો કે તેનો હિસાબ ગણતાં છેવટે પોતાનો પુંજીનો ચતુર્થાંશ આવી રહ્યો હતો. એ રીતે લાડકડા નેમચંદના વિવાહને લડાવવામાં કાંઇ મણા રાખી નહીં. બચપણમાં બાળલગ્ન કરવાથી તથા એકનો એક લાડકવાયો દિકરો હોવાથી તેના જન્મારાનું ખરા સુખનું સાધન જે વિદ્યા તે આપવામાં ડોસો પછાત રહ્યો હતો. પરણવા અગાઉ જે કાંઈ તે ગામડી નિશાળના પંડયા પાસે સધ્ધો બારાખડી વગેરે શીખ્યો હતો તેથી વધારે જાણતો ન હતો. કારણકે લગ્ન થયા પછી ડોસાએ પોતાના દિકરાને નિશાળે મૂકયો નહીં. એવા વિચારથી કે આપણી પાસે અસંખ્ય દોલત છે, તે કદી સાત પેઢી સુધી ખુટવાની નથી; માટે પોતાના લાડકવાયા છોકરાને ભણવાની ફિકરમાં નાંખવાને તેના મને કબુલ કર્યું નહીં. તે ડોસાને ફકત એટલી સમજણ હતી કે ભણવાથી મેંહેતાજીની બીકે છોકરૂં ફિકરથી લેવાઇ જાય છે. મારે કયાં સાતપાંચ છેકે બીજાને જોઇને મારી આંખ ઠારૂં. તેના વિચાર ઉંચી કેળવણી વિરૂધ્ધ હતા. તે વખત ઉંચી કેળવ-

ણી આજની પેઠે કોલેજમાં કે બીજે કોઇ પણ ઠેકાણે મેળ-
વી શકાતી નહીં. ફકત વાણીઆના દિકરાને તો કક્કો બા-
રાખડી, કાગળ, ખત, નામાં, લેખાં વગેરે આવડે તો તે
ઉંચી કેળવણીજ હતી. એટલું ભણ્યા પછી દુકાનના વ-
હીવટમાં નાંખે એટલે તેમાં થોડા વરસમાં સારી માહેતી
મેળવી હુશીઆર થાય. પણ આટલી કેળવણી એ ડોસા-
એ તે નેમચંદને આપી નહીં. તેણે પોતાના રીઢા વિચા-
રથી છોકરાના સ્વાર્થ સામું ન જોતાં પોતાની ચળીત લ-
ક્ષ્મીને અચળ ગણી તેના વહાલા પુત્ર નેમચંદને ભણા-
વ્યો ન હોતો. નેમચંદ જ્યારે બાર-તેર વરસનો થયો
ત્યારે તેનો વહાલો પિતા વિમળશાહ શરીરે વ્યાધી થવા-
થી દેવલોક પામ્યો. નાની ઉમરનો નેમચંદ તથા તેની
તરૂણ સ્ત્રી ઉપર ઘરનો બધો કારભાર આવી પડયો. પોતે
દુકાનમાં માહિતગાર ન હોવાથી વાણોતરોને જેરીતે પોતાના
બાપે જે કામ સોપ્યું હતું, તે રીતે નેમચંદે પણ વિ-
શ્વાસથી સોંપી દીધું હતું, તથા પોતાનો બાપ જીવતાં જે
પગાર નોકરને મળતો તેજ નીમે પગારથી બધા નોકરને
રાખ્યા. તેમાં પોતે નાની ઉમરનો હોવાથી ફેરફાર કયા
નહીં; મુનીમ વગેરે વાણોતરો શેઠ નાનો હોવાથી તેની
દોલતવડે પોતાનો ખજાનો તર કરવા લાગ્યા. કહેવ છે કે
"ધણીવિનાનાં સુનાં ઢોર" એ રીતે સર્વ ગડગડ ઘાટ

ચાલવા લાગ્યો. પરદેશખાતે વહાણો મોકલે તેમાં મુનીમ મરજી મુજબ માલ ભરે, હાંસલ રહેતો પોતાના ઘરખાતે રાખે, ને જે ખોટ જાય તે શેઠના નામથી ઉચારે. આવા નિમકહરામ નોકરોથી દ્રવ્યનો છેડો આવ્યો. પ્રિય વાંચનાર! આવા નિમકહરામ માણસોથી દેવની રિદ્ધિનો પણ નાશ થાય તો મનુષ્યના શા આશરા! થોડા વખતમાં ઘણુંખરૂં નાણું ઉડી ગયું, ફક્ત દુકાનખાતે થોડી સીલક તથા ઘર ખોરડાં હતાં તેજ રહ્યાં, વાણોતરોએ નેમચંદને બધી હકીકત સમજાવી જણાવી દીધું કે હવે દુકાન ઉપાડી વ્યાપાર બંધ કરવો એમાં લાભ છે. આથી નેમચંદે દુકાન આટોપી રહેલા રૂપિઆ એક વેપારીને ત્યાં વ્યાજે મૂકી તેમાંથી કરકરસ કરી ગુજરાન ચલાવવું એવો મનસાથે નિશ્ચય કર્યો. આવા વખતમાં તેની મા અચાનક મંદવાડથી મર્ણ પામી. શેઠનું ઘર અસલનું મોટું નામ પ્રમાણે નેમચંદને ઉત્તર કાર્ય કરવું પડે તેમાં ચાલે નહીં. જો તે પ્રમાણે ન કરે તો શેહેરમાં ઘરની આબરૂ જાય. વળી નાતના લોકો આવી કહેવા લાગ્યા કે તમારા ઘરની આબરૂ પ્રમાણે તમારે ખરચ કરવો જોઇએ. આથી નેમચંદે ઘર, દુકાન વગેરે ઘરેણે મૂકી ઉત્તરકાર્ય ભપકાથી કર્યું. તથા બાપદાદાના નામને જુના રિવાજ પ્રમાણે હિણપત લાગવા દીધી

નહીં. હવે પછી તેની પાસે જે રૂપિઆ વેપારીને ત્યાં વ્યાજે મૂકયા હતા તે સિવાય ગુજરાન ચલાવવાને બીજો કાંઈ પણ આધાર ન હોતો. ફકત સ્ત્રી પુરૂષ બંને જણાંજ ઘરમાં હતાં. બીજું વૃદ્ધ માણસ એકે નહોતુ તેનાં સગાં સંબંધી જેઓ તેના સારા વખતમાં હાજીહા કરતા ઉભા રહેતા તે હવે આડ દહાડે પણ તેને ઘેર આવતા ન હોતા. બંને માણસ સાધારણ કુટુંબની માફક કસરથી દિવસ ગુજારતાં હતાં. તેને થોડોજ ખબર હતી કે આપણી ઉપર દુઃખનું સખત વાદળ ફરી વળવાનું છે. ખબર ન હોવાથી તરૂણ સ્ત્રી પુરૂષ આનંદમાં દિવસ ગુજારતાં હતાં. તેના કમનસીબે જે ઠેકાણે તેણે રૂપિઆ વ્યાજે મુકયા હતા, તે વ્યાપારીને વ્યાપારમાં ખોટ જવાથી દુકાન બંધ કરી દેવાળું કાઢયું, તેથી નેમચંદના તમામ રૂપિઆ તેની પાસે ખોટા થયા. આ રીતે પોતાના ગુજરાનની દોરી અચાનક દાહ લાગવાથી બળીને તુટી ગઈ તેથી તરૂણ સ્ત્રી પુરૂષ દૃખીયારા બન્યાં. ગુજરાન શી રીતે ચલાવવું તેનો એકે રસ્તો સુઝયો નહીં, કારણ કે નેમચંદ બહુ ભણેલો ન હોતો, તેમ પોતે શેઠનો દિકરો થઇ કોઇની હલકી નોકરી કરવા જાય તે પણ એક તેના મનથી શરમાવા જેવું હતું. કારણ કે પોતેજ ધનાઢય માબાપનો દિકરો જેણે દુઃખનું નામ પણ સાંભળેલ

નહીં, તો આવું દુઃખ ભાળેળતો હોયજ શાનું ? તે આવા વિપત્તિના વખતમાં હલકી નોકરી કરી તે નોકરનું નામ ધારણ કરે એ તેના મનથી વ્યાજબી લાગ્યું નહીં. તેથી પોતા પાસે થોડા પૈસા હતા, તેનો માલ ગામમાંથી લાવી તેણે નાના પાયા ઉપર વ્યાપાર કરવા માંડયો. પણ જ્યાં દશા અવળી હોય ત્યારે મનુષ્યના દરેક પ્રયત્નો ઘાણું કરી નિષ્ફળ જાય છે. આ રીતે નેમચંદને પણ થયું. નાના વ્યાપારમાં પણ તેને થોડી ઘણી ખોટ જવા લાગી. પોતાના સસરા તરફથી કાંઇ મદદ મળવાની તેને આશા હતી ખરી, પરંતુ પોતાની સ્ત્રીનું કરીઆવરનું ઘરેણું પણ આ વખત વેચીને ખાઇ ગયો હતો; તેથી સાસરા પાસે જઇ મદદ માગતાં તે શરમાતો હતો. જો કે તેનો સસરો બે ચાર વરસથી વેપારમાં સાધારણ કમાણી કરી કાંઇક પૈસાવાળો થયો હતો, પણ તેનામાં એવાં ગૃહસ્થાઇનાં લક્ષણ ન હોતાં કે તે સારા આવકાર સાથે તેને મદદ આપે. ગર્ભશ્રીમંતતાઇ તેણે સાધારણ કમાણીથી મેળવેલ. પૈસાથી થએલ શ્રીમંતતાઇ એક નામમાં, ખપે, પરંતુ તેનાં લક્ષણો જુદાં હોય છે. ગર્ભશ્રીમંતનું મન કુદરતેજ ઉદાર હોય છે, ત્યારે તેનું મન કુદરતે લોભી હોય છે. આ કારણથી તેવા લોકો ગમે તેવા શ્રીમંત હોય, તથાપિ સગાકુટુંબીની સંભાળ રાખી શકતા

નથી. આવી રીતે નેમચંદ જો મદદ માગી હોત તો થાત. પણ નેમચંદ તો પોતાથી થતો ઉદ્યોગ કરતો. આવી રીતે એ ચાર વરસમાં કાંઇ પણ તેને પ્રાપ્તી ન થતાં ઉલટો ખાદ્યમાં પડ્યો. ઘર તથા દુકાન ગીરો રાખનારની મુદત પૂરી થવાથી ઘર વગેરે કબજે લેવા નેમચંદ પાસે માગણી કરી. વગર આનાકાનીથી ઘરબાર ખાલી કરી સ્ત્રી પુરૂષ ગામમાં એક ઘર ભાડે રાખી ત્યાં રહેવા ગયાં. હવે બંને જણાં મોટા વિચારમાં પડયાં. હવે શીરીતે આપણું ગુજરાન ચલાવવું તથા કયાં જવું આવો વિચાર બંનેના મનમાં ઉઠ્યો. તેમણે નક્કી કર્યું કે હવે તો ગામમાં કોઇનુ ગમે તેવું કામ નીતિથી કરી પેટ ભરવું. જુઓ વિપત્તિ ને જુઓ દુઃખ! તરૂણ સ્ત્રી પુરૂષને સ્વપ્નું પણ નહીં આવ્યું હોય કે આપણી સ્થિતિ આવી ખરાબ થશે. બંને જણાં સારા માણસને ત્યાં કામ કરવા પેટ વડીએ રહેવા ગયાં. ભલા માણસે તેમને રાખ્યાં. પણ ત્યાં કામ બહુ હોવાથી નેમચંદની શાણી સ્ત્રી અકળાણી. ખરે! સ્ત્રીઓનો સ્વભાવ બહુજ પોચો હોયછે. તેણે પોતાના સ્વામીને એકાંતે કહ્યું; કે મારાથી અગણિત કામનો ઢરડો થતો નથી, મારો વિચાર એવો છે કે આપણે બંને જણાં મારા બાપને ત્યાં જઇએ. તે હાલ સારી હાલતમાં હોવાથી આપણી યોગ્ય બરદાસ્ત લેવાને ચૂકશે નહીં. આ વાત નેમચંદને અણગ-

મતી હતી; કારણ કે સાસરે રહેવું એ તેના સમજવામાં સારૂં ન હતું. તેથી પોતાની સ્ત્રીને કહ્યું કે આપણી માયા આપણાથી વિમુખ થઇ ત્યારે હવે આપણને કોઈ ઉભાં રાખશે નહીં. આ વખત એવો આવ્યો છે કે આપણને કોઇ સહાય થશે નહીં. ખમાખમા કરીને જેઓ આદરસત્કાર આપતા તે પણ હવે આપણી સામુ જોનાર નથી; માટે મારૂં કહ્યું માનીને અહીં રહીને ગુજરાન ચલાવવું એ ઉત્તમ માર્ગ છે.

## દોહરા.

પીતરાઇ પડતી વિષે, કદી સગા નવ થાય;
વાત વદવી શું અન્યની, કરશે નહી કદિ સા'ય. ૧
પડે જેહના પંડપર, એ ભોગવશે આપ;
બીજાં જન હસિને કહે, પેલા ભવનાં પાપ. ૨

આવું સાંભળી તે બોલી સ્વામીનાથ ચાલો તો ખરા, પછી જે થશે તે ખરૂં. નેમચંદ ન જવાનો ઘણો આગ્રહ કર્યો તે છતાં જ્યારે તેનો ઉપાય સ્ત્રીહઠ પાસે ન રહ્યો, ત્યારે તેમણે ભાતુંપોતું કરી જવાની તૈયારી કરી. "તેમને પોતાનું વહાલું શહેર છોડતાં કે જયાં તેણે ઘણા દિવસ સુખમાં નિર્ગમન કરેલા, ને દુઃખનું નામ જાણેલજ નહીં; તે તજી જતાં તેમને કેટલી દીલગીરી થઇ હશે ? તે વિ-

ચાર વાંચનારની મુનસફી ઉપર સોપું છું.” તે પોતાનું વહાલું શેહેર છોડતાં છાતીફાટ રોવા લાગ્યો. તેની સ્ત્રીની હીંમત છૂટી જવાથી તે બિચારી ધ્રુશકે ધ્રુશકે રોઇ. ઘણી વખત દીલગીરી કર્યા પછી પ્રભુની જેવી ઇચ્છા એમ વિચારી ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં બે ચાર દિવસમાં તેઓ તે સ્ત્રીના પિતાને ગામ આવી પહોંચ્યાં. ગામને દરવાજે તેમણે રસ્તાનાં બગડેલાં લૂગડાં ઉતારી સારાં લૂગડાં સાથે હતાં તે પહેરી લીધાં, અને ગામમાં ગયાં. નેમચંદ સસરા, સાસુ તથા બીજાં સગાંવાહાલાંને તેમજ આડોશીપાડોશીને મળ્યો, તેની સ્ત્રીને પણ ઝાઝે દહાડે પિયરીયાંનો મેળાપ થવાથી સહુને હળીમળી ખુશી થઇ. રાત્રે બંને જણાં વાળુ કરીને સુઇ ગયાં. બે ચાર દિવસ થયા એટલે નેમચંદની સ્ત્રીને તેના બાપે અહીં આવવું શા કારણથી થયું, તે સંબંધી વાત વિગતવાર કહેવા કહ્યું. તેણીએ ઘણીજ લાચારીથી જણાવ્યું કે મારા પતિને હમણાં વ્યાપારમાં ખોટ જવાથી નબળી સ્થિતિમાં આવી ગયા છેએ. માટે તમે અમને અહીંઆં આશ્રય આપી વેપાર રોજગાર કરાવો તો વધારે સારૂં. એ રીતે કાલાવાલાથી પોતાના પિતાને પોતાની યથાસ્થિત હકીકત જણાવી. સર્વે હકીકત કાન દઇને સાંભળી રહ્યા પછી તેનો બાપ તેને કહેવા લાગ્યો; દિકરી અમે કાંઇ એટલું બધું

તમારૂં કરજ કાઢ્યું નથી. હું તો તમારી દયા જાણી આપીને પણ થાકી જવા આવ્યો. કરીઆવર પણ બસેં ચારસેંનો કર્યો છે; માટે તમારૂં આથી વધારે દુઃખ અમારાથી કઢાય તેમ નથી, કારણ કે તું તો સદાય રોતીજ રહી. જો તારે એકલીને અહીં રહેવું હોય તો ખુશીથી રહે, પણ મારાથી બંનેનું પુરૂં થાય તેમ નથી. તું તો "પેટ સમાણી તે હાંડલે સમાય" માટે રહે ને તે ખુશીથી જાય ને ઘેર જઇ કાંઇક ધંધો રોજગાર કરે. બાકી વધારે આપવા લેવાની મારે ત્રેવડ નથી. આ તમામ બોલ નેમચંદ ઉભો ઉભો સાંભળતો હતો, તેની ધિરજ છૂટવાથી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તોપણ તેણે ધિરજ રાખી પોતાની સ્ત્રીને એકાંતે જઇને કહ્યું ચાલ હવે હું તને અગાઉથીજ કહેતો હતો, પણ તને હોંશ હતી તે પૂરી પડી. આ વખતે તેણીની આંખમાંથી ચોધાર આંસુ વહેવાં લાગ્યાં, તે વિચાર કરવા લાગી કે અરે દૈવ! મારી દશા તેં આવી કરી. દુનિઆમાં માબાપ જેવું કોઇ સગું નથી તેણે પણ મને તથા મારા પતિને રાખવા ના પાડી. આવા વિચાર તેના કોમળ અંતઃકરણમાં ઉપરાચાપરી આવવા લાગ્યા. તેથી છાતીફાટ રોવા લાગી. નેમચંદની આંખમાં પણ ઝળઝીયાં ભરાઇ આવ્યાં. તેણે પોતાની સ્ત્રીને દિલાસો આપી છાની રાખી ને રોવાથી

કાંઇ વળવાનું નથી એવું સમજાવ્યું. માટે પંડ સલામત તો બીજે ઘણે સ્થળે જઇને આપાણું ગુજરાન ચલાવશું. બીજે દિવસે બંને જણાં રજા માગી ચાલી નીકળ્યાં. નીકળતી વખત નેમચંદની સ્ત્રીને રહેવાને તેનાં માબાપ સમજાવવા લાગ્યાં. તે વખત તેણીએ પોતાના અંતઃકરણથી કહ્યું, હું પતિવ્રતા છું, જ્યાં મારો સ્વામી ત્યાં હું, જે સુખ મેં ચડતી ના વખતમાં તેના તરફથી લીધેલું તે હવે પડતીના વખતમાં પાપણી થઇને તેને તજી તમારે ત્યાં એકલી સુખમાં રહું ? મને એ સુખ નથી જોઇતું. તમારા કરતાં હું મારા સ્વામીને શ્રેષ્ટ ગણું છું. જ્યાં તેનું થુંક પડશે તે જગાએ હું મારૂં લોહી રેડવા તયાર છું. આવી રીતે કહી સ્ત્રી પુરૂષ બંને ચાલી નીકળ્યાં. 'પ્રિય વાંચનાર! તમે અચરજ પામશો નહીં, કે તેમને સસરે સરખે પણ મદદ ન આપી. પણ વિપત્તિનો વખતજ એવો છે કે તે વખતે આપણો ભાઇ પણ આપણાથી છેટો રહે છે. ત્યારે બીજા સગાંવહાલાંની તો વાતજ શી કરવી ? આ સંસારનો નિયમ એવો છે કે જેના ઉપર પડે તે ભોગવે.' બંને જણાં વિચાર કરતાં અને આંસુ પાડતાં સડસડાટ ચાલી નીકળ્યાં. ચાંલતાં ચાલતાં એક શેહેર પાસે પાંચ સાત દહાડામાં આવી પહોંચ્યાં. તેમણે વિચાર્યું કે આ અજાણ્યા ગામમાં બંને જણાં સાથે કયાં જઇએ ? આવા

વિચારથી પોતાની સ્ત્રીને ગામ બહાર વડલાનીચે બેસારી પોતે દરવાજે થઇને ગામમાં ગયો. બપોરની સાંજ પડી તોપણ ક્યાંઇ પેટવડીએ કામ કરવા રહે એવું ઠેકાણું જડ્યું નહીં. સૂર્યાસ્ત થયો ને દિવા વખત થવાથી તે નિરાશ થઇ પાછો ફરતો હતો; એટલામાં તેને 'ગામના' દરવાજામાં એક શેઠ મળ્યો, આ શેઠ મોટો લક્ષાધિપતિ હતો, તેનાં વહાણો તેજ રાતે જાવા બંદર તરફ સફરે ઉપડવાનાં હતાં. તેણે નેમચંદને જોઇ પૂછ્યું કે ભાઇ તમે કેવી જ્ઞાતે છો ? નેમચંદે વાણીયો છું, તેમ જણાવી પોતાની ટૂંકમાં તમામ હકીકત કહી સંભળાવી. શેઠે કહ્યું કે તમારે ચાકરી રહેવું હોય તો મારાં વહાણ આજ જાવે જવાનાં છે, તેમાં એક માણસ કમીછે માટે જો તમે જાઓ તો ખાવું પીવું ને સો રૂપીઆનું વરસ આપીશ. નેમચંદે કહ્યું શેઠ હું ચાકરી અર્થેજ તમારા શેહેરમાં આવ્યો છું, પણ મારી સ્ત્રીને હું બાહાર બેસાડી આવ્યો છઉં તેને તેડી આવું. તે હું આવું ત્યાં સુધી તમારા ઘરનું કામકાજ કરશે. શેઠે કહ્યું કે જલદી આવો હું અહીં ઉભોછું, એક કલાકથી વધુ વખત અહીં ખોટી થઇશ નહીં. નેમચંદ 'વારૂ' કહી ચાલવા માંડ્યું. શેઠ સાથે વાતચીત કરતાં તથા નોકરીનો કરાર કરતાં આશરે બે કલાક રાત્રી ગઇ હતી. ને જે વડલા નીચે પોતાની સ્ત્રીને બેસાડી હતી ત્યાં જઇને જુએ તો

તેણે ત્યાં સ્ત્રીને દીઠી નહીં. આથી તે અકળાણો કે રખેને કોઈ જનાવરે મારી નાંખી હોય, અગર રખેને કોઇ ભોળવીને તેડી ગયું હોય. આસપાસ શોધ કરતાં કાંઇ પત્તો લાગ્યો નહીં તેથી તે આશા છોડીને પાછો ગામમાં આવ્યો, અને શેઠને મળી તેની દુકાન ઉપર ગયો. તે બોલ્યો શેઠ મારી સ્ત્રી ત્યાં નથી. ઘણી તપાસ કરી તોપણ પત્તો લાગ્યો નહીં માટે હું જાવે જવાને તૈયાર છું. શેઠને ચાકરડોની જરૂર ન હોતી કે તેની સ્ત્રીની બારીકીથી ખબર પૂછે; તેથી બીજા વાણોતરો બંદર ઉપર જતા હતા તેની સાથે મુનીમને ભલામણ કરી નેમચંદને રવાના કર્યો. બંદર ઉપર આવી સર્વે વહાણમાં બેઠા, ને વહાણ ભર દરિએ સડસડાટ ચાલી નીકળ્યાં.

(હવે નેમચંદ તેની સ્ત્રીને વડલાનીચે બેસારી પોતે ગામમાં ગયો હતો, ને ત્યાંથી જાવે જવામાટે વહાણમાં બેઠો તે પેહેલાં, જે ઠેકાણે સ્ત્રીને બેસારી હતી, ત્યાં આવી ગયો; પણ તે ત્યાં નહોતી, એ વાત આગળ આવી ગઇછે.) હવે આપણે તે સ્ત્રીને બેસારી ગયા પછી આગળ શું બન્યું તે જાણવા આકાંક્ષા ધરાવીએ છીએ. પોતાની સ્ત્રીને બેસારી નેમચંદ બપોરે ગામમાં ગયો, ત્યાર પછી બે ચાર કલાક જતાં પણ આવ્યો નહીં; તેથી તે સ્ત્રીને ઉચાટ થવા લાગ્યો. સાંજ પડવા આવી તોપણ બિચારી રાહ જોતી બેઠી

હતી. આખરે અંધારૂં થતાં પણ જ્યારે પોતાનો સ્વામી ન આવ્યો ત્યારે તેને મુઝવણ થઈ, ને અત્યંત ફીકર કરવા લાગી. પોતાના મનસાથે તરેહવાર વિચાર કરવા લાગી કે, રખેને કોઈ ઝેરી જનાવરના ભોગ થયા હોય, રખેને કોઈ અકસ્માત તેના ઉપર આવી પડયો હોય, રખે ને કાંઇ તુતમાં ફસાણા હોય, અગર કોઇએ ઠગાઇથી મારી નાખ્યા હોય; આવા વિચાર તેના મનમાં ઉપરાચાપરી આવવા લાગ્યા. તેને થોડીજ ખબર હતી કે, મારો સ્વામી મને પડતી મૂકી વિદેશ જવા વહાણમાં બેસશે. તેના મનમાં તો હમણાં આવશે, હમણાં આવશે એમ થતુ પણ તેટલામાં તો સાંજ પડી ગઈ. ત્યારે તેણીના મનમાં અત્યંત પરિતાપ લાગવાથી તેની છાતી ભરાઇ આવી. પોતે ઉજડ મેદાનમાં એકલી હોવાથી નીરાશ થઇ હીંમત છોડી બિચારી સુકુમાર અબળાના મનમાં અત્યંત ખેદ પ્રાપ્ત થતાં રડવા લાગી. અનેક તરેહનાં મો વાળી વિલાપ કરવા લાગી. "દિલગીરી થએલી સ્ત્રીઓ જ્યારે વિલાપ કરે છે ત્યારે વિદેય માણસનું પણ હૃદય ભેદી નાંખે છે, અને તેને દયાવાન બનાવેછે." જે વખત તે સ્ત્રી વિલાપ કરી પોતાની સ્થિતિનો દુઃખદાયક હેવાલ દયા ઉપજાવે એવા સ્વરથી રડી સંભળાવતી હતી, તે વખત તમામ વનચરો જે ઠેકાણે હતાં તે ઠેકાણે સ્થિર થઇ ઉભાં રહ્યાં. તે વખતે તે

ગામનો ધનાઢ્ય સાહુકાર ત્યાં કાંઇ કારણથી જતો હતો; તે આ દયા ભરેલો વિલાપ સાંભળી તે બાઇ પાસે ઉભો રહ્યો. તેણે સભ્યતાથી પૂછ્યું; બેન તમારૂં નામ શું ? તમે કેવી જ્ઞાતે છો ? ને જો તમે માણસ જાત છો તો અહીં આ વખતે શામાટે રડો છો ? આવાં દયા અને પ્યારથી ભરેલાં વચન સાંભળી તે સ્ત્રીને ધિરજ આવી, અને રોતી છાની રહી ગઇ. પાસે ઉભેલા મરદને જોઇ, તેની નમ્ર વાણી સાંભળી પોતાની યથાસ્થિત હકીકત તેની પાસે કહેવા અડચણ ધારી નહીં. તે બોલી ભાઇ હું વાણીયણ છું. હું અને મારો સ્વામી દુઃખના માર્યાં ચાકરી અર્થે અમારા દેશમાંથી આવ્યાં છીએ. બપોરે અમે આ સ્થળે આવ્યાં, આવતાં વારને તરતજ મારા સ્વામીનાથ આ શેહેરમાં ચાકરી શોધવા અર્થે મને અત્રે બેસારી ગયા છે, તેની હજીસુધી રાહ જોઉં છું, પણ આવ્યા નહીં. હું અહીંઆં એકલી અને વળી સ્ત્રી જાત હોવાથી, રાત્રીનો સમય થવાથી, ગભરાતાં ધિરજ ધારી શકી નહીં માટે રડું છું; એટલામાં અત્રે તમે આવ્યા છો. આવાં દીનતાનાં વચન સાંભળી ભલા શેઠને અત્યંત દયા આવી, તેથી તેણે પેલી સ્ત્રીને કહ્યું બેન તું મારે ઘેર ચાલ, આ અંધારી રાતે તું અહીંઆં રહી શકીશ નહીં. તું મારી બેન છો માટે તારો સ્વામી જ્યાંસુધી આવે ત્યાંસુધી તું અહીંઆં બેસીશ તો રાત ઘણી જશે ને તું ગભરાઇશ માટે ચાલ.

## ભુજંગી છંદ.

મને જાણવો ધર્મનો વીર તારે,
ન મુંઝા હવે ચાલતું ઘેર મારે;
કળા ઇશની કો થકી ના કળાઇ,
હશે માંડી તારે પીયૂથી જુદાઇ. ॥ ૧ ॥

તારી શોધ કરવા તારો સ્વામી આવે ત્યારે તું જજે. આ રીતે શેઠનાં દયા ભરેલાં વચન સાંભળીને તે બાઇને ધિરજ આવી, અને શેઠ સાથે ગામમાં જવા નિશ્ચય કર્યો. તેથી તે શેઠની પાછળ પાછળ ચાલી, ને શેઠને કહે ભાઇ તમે મારા ભાઇ છો, સાચાં પીયરના સગા તમે છો, તો મારી લાજ તમારા હાથમાં છે. ભાઇ !

## ભુજંગી છંદ.

ભલું થાય તારૂં સદા ધર્મભાઇ,
થશે આ થકી કીર્તિ તારી સવાઇ;
નપીરીતણું પીર[1] પ્યારૂં કરીને,
મને બેનિ પેઠે ગણી જાઇ લેને. ॥ ૧ ॥

તમારા પરમેશ્વર એકના એકવીશ કરશે. શેઠે તેને સંપૂર્ણ ધિરજ આપી, તેથી શેઠની પાછળ પાછળ પોતાની સ્થિતિનો વિચાર કરતી ને પતિ વિયોગનું દુઃખ ધરતી

૧ પિયર.

ચાલી. થોડો વખત ગયા પછી નેમચંદ ત્યાં આવ્યો હતો, તેણે પોતાની સ્ત્રીને દીઠી નહીં ત્યારે બહુ તપાસ કર્યો, પણ જ્યારે પત્તો સરખો પણ ન લાગ્યો ત્યારે તે ગામમાં આવી શેઠને મળી વહાણમાં બેઠો; પણ તેના મનમાં પસ્તાવો બહુ થતો હતો.

હવે પેલા શેઠને બેચાર છોકરાં હતાં તેથી તેને સાચવવા માટે એક બાઇની જરૂર હતી. શેઠે તેને ઘેર જઇ પોતાનાં છોકરાં સાચવવા રાખી. શેઠાણી પણ તેના ઉપર અત્યંત માયા રાખતી અને જેમ તે રાજી રહે તેવા ઉપાય યોજતી. આ ભલી શેઠાણીની દયાવૃત્તિથી તથા તેના પ્યારથી ત્યાં રહેવું તેને વસમું લાગ્યું નહીં. આ પ્રમાણે કેટલાએક દિવસ ગુજર્યા પણ નેમચંદનો પત્તો લાગ્યો નહીં.

અહીંઆં જે પેલો નેમચંદ વહાણમાં બેઠો છે તે વહાણો સડસડાટ કરતાં ભરદરિયે ધસ્યાં જાય છે. તેવામાં નેમચંદના મનમાં અત્યંત વિચાર થવા લાગ્યો; કે અરે પ્રભુ! મેં મારી સ્ત્રીને અણુઝાઇ કરી કયાં રઝળતી મૂકી! તેણીની ત્યાં શી વલે થઇ હશે?! તે શી રીતે દહાડા કહાડશે; તથા કોના આધારથી તે પોતાના આત્માનો બચાવ કરશે ? આવી રીતે વિચારસાગરમાં નેમચંદ ઝોકાં ખાવા લાગ્યો. તથા ઉપરાચાપરી તેના મનમાં વિશ્વાસઘાતીપણાનો વિચાર થવાથી પસ્તાવો થવા લાગ્યો.

## ઉપેંદ્રવજ્રાવૃત્ત.

કરી પ્રતિજ્ઞા વરતાં પ્રિયાને,
તજી હું ક્યેદી ન જઇશ આને;
પિયૂ થઇ પ્યાર જરા ન આવ્યો,
ભુલ્યો હું આ કયાં તજિ નારિ આવ્યો? ૧

અરે! મેં શી ભૂલ ખાધી, મારે ત્યાં થોડો વખત રોકાવું હતું, એવો વિચાર તેના મનમાં થવા લાગ્યો; પણ નિરૂપાય. વિચાર કરે કે ન કરે તોપણ તેનું કાંઇ ચાલવાનું નહોતું. ભરદરિયે ચાલેલાં વહાણો તેને માટે પાછાં વળે એમ સંભવજ કયાંથી! આથી તેના અંતઃકરણમાં મુંઝવણ થવા લાગી. આખરે તો તે મુંઝાઇ ગયો, અને આંખમાંથી આંસુ પડવાં લાગ્યાં. આથી કાંઇ તેનું દુઃખ ઓછું થયું નહીં. ત્યારે તો તે એક નહાના બાળકની પેઠે મોઢેથી રડવા લાગ્યો. એકાએક રડવાનો અવાજ સાંભળી શેઠનો મુનીમ જે વહાણના બીજા ભાગમાં બેઠો હતો તે તેની પાસે આવ્યો, અને તેણે નેમચંદને રોવાનું કારણ પુછ્યું. આ વખત તેની છાતી એવી તો ભરાઇ આવી હતી કે તે આશરે બે ઘડી સુધી બોલી શકયો નહીં, અને બોલી પણ ન શકે! એમાં કાંઇ નવાઇ નથી. કેમકે પોતાની સ્ત્રી કે જેણે ઘણા દહાડા પોતાની સાથે સુખ દુઃખમાં કહાડયા હતા, તથા જે વખતે સર્વે સગાં-

સંબંધીઓ તેથી દુર નાસતાં તથા તજીને ચાલ્યાં જતાં હતાં તે વખતે દ્રઢતાથી પોતાની સાથે રહી હતી, તથા હજી પણ જે સુખ દુઃખમાં સામીલ રહેવાની હતી, તેનેજ જ્યારે પોતે અબુઝાઇ કરી તજી ચાલતો થયો ત્યારે, તેને પોતાની આવી ચાલને માટે પસ્તાવો કેમ ન થાય ? મુનીમે તેને સમજાવી પૂછવા માંડયું, ત્યારે નેમચંદે પોતાની હકીકત ભલા મુનીમને યથાસ્થિત રડતે રડતે કહી બતાવી. પોતાના દુઃખની વાત કરી રહ્યા પછી રડવા તથા ધ્રુશકા (ડસકાં) મુકવા લાગ્યો. મુનીમે તેને સમજાવી છાનો રાખી ધિરજ આપી. આ વખત ગરીબ અને દુઃખીઆરા નેમચંદની વહારે ધાનાર ભલા મુનીમ વિના બીજું કોઇ હતું નહીં. નેમચંદની વિતક વાત સાંભળી મુનીમને બહુ દયા આવી. તે થોડો ભણેલો છે, બહુ નામું વગેરે માંડતાં આવડતું નથી એમ મુનીમને જણાયાથી તેને દરિયાની મુસાફરીમાં બબ્બે ઘડી અભ્યાસ કરાવી ભણાવી સારો હુશીયાર બનાવવો, એવો દ્રઢ નિશ્ચય મુનીમે પોતાના મન સાથે કર્યો. જાવે જતાં આશરે ચાર પાંચ માસ લાગે તેમ હોવાથી હમેશાં તે બબ્બે ઘડી નેમચંદને ભણાવવા પાછળ મહેનત કરવા લાગ્યો. નેમચંદ પણ તેની પાશે હોંશે હોંશે શીખવા જતો. આટલા વખતમાં નેમચંદ સારી રીતે લખતાં–વાંચતાં તથા નામું–ઠામું માંડતાં શી-

ખ્યો. ભલો મુનીમ તેને હમેશાં સુખ થાય એવા ઉપાય કરતો. આ રીતે સહવાસથી નેમચંદની દીલગીરી કાંઇક ઓછી થઈ ખરી. ચાર માસ ઉપર થોડાક દિવસ ગયા એટલે વેગળેથી જાવા બંદરનાં ઝાડો દેખાવા લાગ્યાં. સઘળા ખલાસીઓ તથા ઉતારૂઓ ઝાડવાં જોઇ અત્યંત આનંદ પામ્યા. વળી દરિયાની લાંબી મુસાફરીથી કંટાળી ગયા હતા, તેથી જમીન જોવાનો વધારે આતુરતા બતાવવા લાગ્યા. એવી રીતે સર્વ વહાણ ઉપરના માણસો આનંદ પામતા હતા. તે વખત દુઃખીયારો નેમચંદ શોકના સમુદ્રમાં ઝોકાં ખાતો હતો. અહીંઆં પણ તેના મનમાં તરેહવાર વિચાર થયા કરતા હતા, તેની દીલગીરીનો છેડો આવ્યો ન હોતો.

## ઉપેંદ્રવજ્રાવૃત્ત.

તજી ત્રિયાને અહીં શું હું આવ્યો,
શું કાળ મારે મુજને ભુલાવ્યો;
વરી શું કીધું પ્રિય મેં પ્રિયાનું,
વદું જઇ ક્યાં દુઃખ આ સમાનું. ૧

આમ વિચારમાં ને વિચારમાં હજી બેઠેલો છે એટલામાં વહાણો ખાડીમાં આવી પહોંચ્યાં. વહાણુનાગરતાં

અગાઉ ખલાસીઓએ સલામતીની તોપ પાડી, જેથી કાંઠા ઉપરના ખલાસી લોકો ઉતારૂઓને ઉતારવામાટે હોડીઓ લઇ વહાણ પાસે આવ્યા. સર્વે મછવામાં બેસી કાંઠે ઉતર્યા. કાંઠે ઉતરતી વખતનો આનંદ સર્વેને ઘણો હતો. પરંતુ બીચારો નેમચંદ તો પત્નીના વિયોગથી હીજરાયા કરતો હતો. તે કાંઠે ઉતર્યો પણ હર્ષિત થયો નહીં. સર્વે મનુષ્યો કાંઠે ઉતર્યા પછી ગામમાં ચાલ્યા. દલાલને ત્યાં જઇને તેઓએ પોતાનો ઉતારો કર્યો, તથા વહાણમાં શું શું માલ ભરી આણ્યો છે તે સરવે વિગત પેલા દલાલને વહાણના મુનીમે કહી સંભળાવી, અને લાવેલો માલ વેચતાં પાંચ–છ માસ થયા: એટલા દિવસ તેઓ પેલા દલાલ 'શેઠ'ને ત્યાં રહ્યા, તે શેઠ લક્ષાધિપતી હતો. તેને સંતાનમાં ફકત એકજ પુત્રી હતી. સર્વે નોકરો પાંચ–છ માસ શેઠને ત્યાં રહેવાથી નેમચંદના રૂપે તથા તેમની ચતુરાઇએ શેઠનું મન હરણ કરી લીધું હતું. તેથીજ તે શેઠે નેમચંદને પોતાને ઘેર રાખવા મન સાથે નિશ્ચય કર્યો. એક વખત તે શેઠે નેમચંદ પાસે આવી મીઠાં વચનથી તેને પોતાને ત્યાં રહેવા સમજાવવા લાગ્યો. નેમચંદે પોતે રહેવાની પ્રથમ તો ના પાડી ને પોતાની હકીકત યથાસ્થિત કહી બતાવી. વળી શેઠને તેનું ધૈર્ય જોઇને રાખવાને વધારે ઇચ્છા થઇ, આવી રીતે સમજાવી

તથા કેટલીક લાલચ આપી નેમચંદ પાસે પોતાને ઘેર-રહેવાને હા કેહેવડાવી. હવે જેની સાથે નેમચંદ આવ્યો હતો તે વેપારીઓએ પોતાનો તમામ માલ વેચીને જોઇતો ખરીદ કરી વહાણમાં ભરીને ઉપડવાનો દિવસ નક્કી કર્યો ને તમામ નોકર નફરને વિદાય થવાનો દિવસ મુનીમે જણાવ્યો. જ્યારે વહાણ ઉપડવાની તૈયારીમાં હતાં, ત્યારે પેલા દલાલે મુનીમને જણાવ્યું કે મારે નેમચંદને વાણો-તર તરીકે રાખવો છે, માટે તેને તમે મારે ત્યાં મુકતા જાઓ. તેણે કહ્યું કે જો નેમચંદને રહેવાની મરજી હોય તો અમારે તેને અહીયાં મુકી જવાને અડચણ નથી. નેમચંદ-ને પુછતાં તેણે ત્યાં રહેવાની ખુશી બતાવી. તેથી તેને જાવા બંદરના શેઠને ત્યાં મૂકી પોતાનાં વહાણનાં લંગર ઉપાડી દરિયો ખેડતા પોતાના દેશ તરફ ચાલતા થયા.

હવે નેમચંદ જે શેઠને ત્યાં રહ્યો હતો તેનું કામ હોંશે હોંશે કરવા લાગ્યો. તે ભલો શેઠ નેમચંદને પોતા-ના પુત્રની માફક રાખતો હતો તથા તેને જોઇતી ચીજો પુરી પાડવામાં પછાત પડતો નહીં. નેમચંદ પણ તેનું કામ ખરી ઇમાનદારીથી પુત્રની માફક બજાવતો હતો. શેઠને દુકાનીનું નુકસાન થતું તે પોતાનેજ થયું હોય એવું પોતાના મનમાં સમજતો હતો. આવી રીતે બે ચાર વરસ વીતવા આવ્યા, તેવામાં તે શેઠની સ્રીને ચડતા

દહાડા થયા. કેટલીક વખત એવું બને છે કે એક સંતાન થયા પછી દશ પંદર વરસે કે વખતે તેથી પણ વધારે વખતે સ્ત્રી આશાબંધી થાય છે. આ રીતે તેને પણ હતું. કારણ કે તે શેઠને જે દિકરી હતી તે હાલ પંદર વરસની થવા આવી હતી. નવમાસ પુરા થતાં તેને પુત્ર પ્રાપ્ત થયો. આથી નેમચંદના હકમાં અત્યંત લાભ થયો. આ વખતથી શેઠના ઘરમાં નેમચંદ સારાં પગલાંનો ગણાવા લાગ્યો. નેમચંદનાં ભાગ્યોદય થવાનોજ આ વખત હતો. શેઠનું વધારે વહાલ દહાડે દહાડે નેમચંદ ઉપર થતું ચાલ્યું. પોતાના વ્યાપારમાં ભાગીદાર કરવો અગર કોઇ બીજા બંદરપરની દુકાનઉપર મોકલી સારી પ્રાપ્તી કરાવવી એવો વિચાર શેઠના મનમાં થતો હતો. તે બીચારે નેમચંદને એટલો બધો લાભ કર્યો કે તે તેને બીજા કોઇ પણ ઉપાયથી આ તેના કઠણાઇના વખતમાં મળી શકત નહીં. શેઠે પોતાની જાતનો નેમચંદ હોવાથી પોતાની પુત્રીને તેની સાથે પરણાવવી એવો નિશ્ચય કર્યો. સારી તિથિ જોઇ લગ્ન નિરધાર્યાં. આસપાસ સગાંસંબંધી ઉપર કંકોત્રી મોકલી સર્વેને ભેગાં કર્યાં. માંડવો ખરચ કરી સારો શણગાર્યો હતો; એ રીતે હજારો રૂપિઆ ખરચી નેમચંદને પોતાની પુત્રી સાથે પરણાવ્યો. હવે નેમચંદ તે શેઠની સાથે નિકટના સંબંધમાં જોડાયો. થોડાં વરસ સસરા-

સાથે વ્યાપારમાં માહિતગાર થતાં તેની સ્વભાવિકવૃત્તિ વેપાર ઉપાર ગઇ. વ્યાપારમાં જોઇતા પૈસા તેને સસરે આપીને નેમચંદની આ ઉત્તમ વૃત્તિને ઉત્તેજન આપ્યું. એક બે વરસ વ્યાપાર કરવાથી તેના પાસે સારી મુડી એકઠી થઇ. તે પણ રફતે રફતે પોતાના સસરાની બરોબરીઓ પૈસામાં થવા આવ્યો. તેનો સસરો તેનું સાહસ જોઈ અત્યંત આનંદ પામતો તથા પોતાને આવો ડાહ્યો જમાઇ મળવાથી પોતાને ભાગ્યશાલી માનવા લાગ્યો.

એ રીતે નેમચંદે સસરાને ત્યાં રહી કેટલાકએક દિવસ સુખમાં નિર્ગમન કર્યા. પૈસો પેદા કર્યાથી પોતાના સુખને સારૂ સારી સગવડતા કરી શકયો. જોઇતો સામાન, લુગડાં લતાં, ઘરેણાં ગાંઠા વગેરે તમામ જાતનો સંસારી વૈભવ પોતાની પાસે ખડો થયો. આ સુખ ને મોજમજામાં તેને કેટલાંક વરસ થયાં; તો પણ નેમચંદના જોવામાં પોતાના સ્વદેશ તરફનું કોઇ પણ માણસ આવ્યું નહીં. વિદેશ વાસ કર્યા પછી ગમે તેટલું સુખ વિદેશમાં પ્રાપ્ત થાય પરંતુ પોતાના પ્રિય સ્વદેશ તરફ ગમે તે રીતે વલણ થયા વિના રહેતું નથી. સ્વદેશમાં દુઃખ પામી વિદેશમાં વાસ કર્યો હોય, તો પણ આખરે જબરી સ્વદેશ પ્રીતી થઇ મનને લલચાવી તે તરફ દોડાવે છે. એ રીતે નેમચંદને પણ થયું. પોતાને સર્વે પ્રકારનાં સુખ પ્રાપ્ત

થયાં હતાં; તો પણ તેનું મન પોતાના ઘર તરફ દોડ્યું. દોડે એ સ્વભાવિક છે. વિદેશમાં ગમે તેવું સુખ મળે પરંતુ દરેક મનુષ્યનું મન પોતાની ગરીબ પણ પ્યારી પર્ણકુટી (ઝુપડી)માં વિશેષ આનંદ પામવા દોડે છે. તેમાં વળી હિંદુઓની પરાપૂર્વથી સ્વદેશપ્રીતિ જબર છે. તેઓ પોતાનો દેશ તજી દૂર દેશાવર જઇ ત્યાં પૈસા કમાઇ રહેવાની ઇચ્છા થોડીજ ધરાવે છે. અને તેજ કારણથી અટકના કિલ્લા પાસે અટકવાનો રિવાજ આધુનિક સમયમાં ચાલે છે. નેમચંદના મનપર પણ સ્વદેશની પ્રીતિની લાગણી થઇ; તેનું મન ઉદાસી થવા લાગ્યું. ઇશ્વર ઇચ્છાથી તેને સારૂં હતું, તેણે વ્યાપારમાં સારો પૈસો પેદા કર્યો હતો; એટલુંજ નહીં પણ તે એક પૈસાદાર શેઠનો જમાઇ થઇ તેણે નવું ઘર માંડ્યું હતું. જો કે તેને સ્વદેશમાં કોઇ યાદ કરે તેમ નહોતું, તથા દેશમાં ઘરબાર પણ નહોતું, કોઇ સગાંવહાલાંના મનમાં પણ નેમચંદની હયાતી વિષે વિચાર આવતો નહોતો. તોપણ નેમચંદનું મન તો સ્વદેશના સુખદુઃખનો પાછો અનુભવ મેળવવા તલપાપડ થઇ રહ્યું હતું. આ રીતે તેના મનમાં સ્વદેશપ્રીતિ વધી. પોતાનો દેશ તેને યાદ આવ્યો. સગાંવહાલાં, નિવાસ સ્થળનું ગામ તથા જે ગામને પાદર પોતાની આગળની સ્ત્રીને તેણે

અત્તરીયાળ રઝળતી મૂકી હતી તે પણ તેને યાદ આવ્યું. તેણીને માથે કેટલું દુઃખ પડ્યું હશે, તથા મારા વિના તેને બીજો કોનો આધાર હશે, તે જીવતી હશે કે તેણે પોતાનો આત્માને મારા વિયોગથી તજ્યો હશે. અરે! મેં શી મુર્ખાઇ કરી. તેને મેં મારા સુખના વખતમાં વિશ્વાસઘાત કરી તજી દીધી. આવી રીતે તેના મનમાં સ્ત્રીસંબંધી- ઉપરાઉપરી વિચાર થવા લાગ્યા. તે વિચારો તેના અંતઃકરણને ભેદી આરપાર નીકળી જતા હતા. બહુ વિચાર ભેગા થવાથી તેના મગજને મુઝવણ થવા લાગી. ખરાખોટાની પરીક્ષા કરવાનો અધિકાર ઇશ્વરે મગજને આપ્યો છે. બીજા અવયવો તો તેને ફકત પોતાના તાબાની ખબરોના વખતોવખતના તાર જ્ઞાનતંતુવડે આપે છે. એ રીતે નેમચંદનું અંતઃકરણ તેના મગજને ઉપરાઉપરી તાર કરવા લાગ્યું. બહુ સંદેશા ભેગા થવાથી મગજને જવાબ શો આપવો, તેનો મોટો વિચાર ઉત્પન્ન થયો. આખરે ઉપરાઉપર મગજ ઉપર અંતઃકરણના તાર આવ્યાથી તેણે નેમચંદને ગુચવણમાં નાંખ્યો. તેથી નેમચંદ વિચારના સમુદાયમાં ગુંચવાણો તેથી રડી પડ્યો. જેમ તેના મનમાં વધારે વિચાર થતા તેમ તેનુ મન વધારે પરિતાપને પામવા લાગ્યું. છેવટે છાતી બહુ ભરાઇ જવાથી તેણે વધારે રડવા માંડ્યું, તે એટલે સુધી

કે રડવાનોનો ઉદ્દગાર મુખવાટે બહાર નીકળ્યો. જે અવાજ સાંભળી તેની સ્ત્રી ટપ દઇને પાસે દોડી આવી. આસનાવાસના કરી તેણે પોતાના સ્વામીનાથને રડવાનું કારણ પૂછ્યું. કારણ યથાસ્થિત કહેવાની શકિત આ વખત નેમચંદનામાં ન હોતી, તેથી તે વધારે વધારે રડવા લાગ્યો. ભલી સ્ત્રીએ તેને પાણી પાઇ ટાઢો પાડી બે ઘડી પછી ફરીથી રડવાનું કારણ પુછ્યું. પાણી પીવાથી તેનું મન શાંત થઇ નિવૃત્તિ પામ્યું. તેથી પોતાની વહાલી સ્ત્રી આગળ પોતાનો અગાઉનો ઇતિહાસ યથાસ્થિત કહ્યો. સઘળી બીના જાણી લીધા પછી તે ભલી સ્ત્રીનુ મન પણ ઉદાસ થવા લાગ્યું; વધારે ઉદાસી થવાથી તેને પણ રડવું આવ્યું. તોપણ પોતે ધિરજ રાખી પોતાના સ્વામીને પણ ધિરજ આપી તેનું મન પણ શાંત કર્યું. શાંતવૃત્તિ થયા પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે અહીં આવે મને ઘણાં વરસ થયાં; આવ્યા પછી તુરતજ મેં મારા સ્વદેશી માણસની ખોળ કરવા માંડી, પરંતુ કોઇ પણ મારો દેશી ભાઇ મારી નજરે આવ્યો નથી કે તેને હું મારા સ્વદેશના ખબર પુછી શાંત થાંઉ. જ્યારે કોઇ સ્વદેશી પણ અહીંઆં આવ્યો નથી, ત્યારે મારા નિવાસ સ્થળનો તો કયાંથી આવ્યો હોય?! પરંતુ જોતું તારા બાપને કહે ને તે જો આપણને રજા આપે તો આ-

પણે હું જે શેઠ સાથે અહીં આવ્યો હતો, અને જે સ્થળે મારી અગાઉની સ્ત્રીને અબુઝાઈથી પડી મેલી છે, તે શેહેરમાં જઈએ; અને ત્યાંથી પછી આપણા અસલ વતનના ગામમાં જવાની સંપૂર્ણ સગવડતા પ્રાપ્ત થશે. પોતાના પતિનું આવું કરૂણામય બોલવું સાંભળીને તે ભલી સ્ત્રીએ તેને કહ્યું કે સ્વામીનાથ! જો આપની ઇચ્છા સ્વદેશ જવાની હોય તો હું પણ મારા પિતાની આજ્ઞા લઇ આપની સાથે આવવા તૈયાર છું. આપને મેં મારૂં સર્વસ્વ બધું આપને સમર્પણ કીધું છે, તો આ ભવમાં આપનાથી વિખુટી પડવાની નથી. સુખ કે દુઃખમાં તમારી સાથે સામીલ રહેવા હું ધર્મથી બંધાઇ છું. તેથી મારો પતિવ્રતા ધર્મ પાળવા કદી પણ ચુકીશ નહીં. તો આજેજ આ વાત હું મારા પિતાના કાનપર મારી માની મારફત નાંખીશ, અને આપણે બંને સ્વદેશમાં તેમની રજાથી સાથે જઇશું. આથી નેમચંદના મનમાં જે દિલગીરી હતી તે કંઇક ઓછી થઇ "જેમ બીજી સ્ત્રીઓ શોકયની અદેખાઇ કરે છે તેમ ન કરતાં તેને મળવાની ચાહના રાખી મારી સાથે આવવાને તૈયાર થઇ છે." એવું જ્યારે નેમચંદને ભાસ્યું, ત્યારે તેના મનને અત્યંત આનંદ થયો. આનંદના આવેશમાં છુટો પડી દુકાનપર ગયો. ને તેની ભલી સ્ત્રીએ તુરત પોતાની

મા પાસે જઇ વિગતવાર હકીકત કહી સંભળાવી; અને પોતાના પતિસાથે સ્વદેશમાં જવાને જે તેની ઇચ્છા હતી તે તેના બાપને જણાવે એવી રીતે ઘટારત શબ્દોમાં તેણે પોતાની માને કહ્યું. તેની માએ જ્યારે પોતાનો વર ઘેર આવ્યો, ત્યારે તેને સઘળી હકીકત કહી. પોતાની સ્ત્રીના કહેવાથી સઘળી કેફીયત તેણે જાણી લીધી, તેથી નેમચંદની ઇચ્છા માન્ય કરવી એવો તેણે દ્રઢ નિશ્ચય કર્યો. શેઠે ઘણી ખુશીથી વગર આનાકાનીએ પોતાની પુત્રીને સાસરે વળાવવા વચન આપ્યું; ને પોતાની યથાશકિત પ્રમાણે સાસરવાસો સજ કરવાને ઠરાવ કર્યો. બીજે દિવસે સારૂં મુહુર્ત્ત જોઇ તેણે દરજીને બોલાવી કપડાં વેતરાવ્યાં, અને બે ચાર દરજીઓને રાત દહાડો પોતાને ત્યાં કામ કરવા બેસાડયા. નેમચંદે પણ પોતાનો વ્યાપાર આટોપવા (સંકેલવા) માંડયો. સઘળે સ્થળેથી ઉઘરાણી કરી લીધી. આસપાસના તથા ગામના વ્યાપારીઓને બોલાવી પોતાનું તમામ લેણું દેણું જે હતું તે ચુકતે કરી લીધું; તથા પોતાના ગજાસંપત તેઓ પાસેથી મૂકાણ કરી સરવેને ખુશી કર્યા. નેમચંદને સસરે પણ પોતાની દીકરીને કરીઆવર કરવામાં મણા રાખી નહીં. જાત જાતનાં કપડાં, ઘરેણાં ગાંઠાં, વાસણ કુસણ વગેરે ખરીદી આપ્યાં. જે જણસો પોતાના ગામમાં ન મળતી તે તેણે પરદેશથી

મંગાવીને પણ સારો કરીઆવર કરી કીર્ત્તિ મેળવી. સેંકડો રૂપિઆ તેણે પોતાની દિકરીને વાપરવામાટે આપ્યા. નેમચંદે પોતાનો તમામ સરસામાન વહાણમાં ચડાવી દીધો. ફકત સરસામાનને માટેજ તેને બે વહાણ નોરવાં પડ્યાં હતાં. ઘરેણુંગાઠું તથા રોકડ પુંજી પેટીઓમાં ભરી તાળાં વાશી ત્રીજા વહાણમાં ચડાવી દીધી. જે વહાણપર નગદી ચડાવી હતી; તેજ વહાણમાં સ્ત્રી પુરૂષને તથા સાથે લીધેલા માણસોને સ્વાર થવાનું (બેસવાનું) હતું. પોતાના સાસરીઆંને મળી હળીને નેમચંદ વહાણમાં બેઠો. તેની સ્ત્રીએ પણ પોતાનાં પિયરીઆંને ભેટીને તેઓની નમ્રતાપૂર્વક રજા માગી. તેના પિતાએ તેની સાથે સારા નિમકહલાલ નોકરો એવી સરતથી આપ્યા કે પોતાની પુત્રીને તથા જમાઇને ધારેલે બંદરે ઉતારી, વહાણ સાથે પાછા આવે. ત્યારે તેઓને યોગ્ય શીરપાવ આપવાનો ઠરાવ કીધો. આવી રીતે પાકો બંદોબસ્ત કરી તેણે પોતાની પુત્રીને વિદાય કીધી. સર્વે મનુષ્યો વહાણપર સ્વાર થયા, ત્યારે સઢ છોડી મૂકયા ને વહાણ ભર દરિએ સડસડાટ ચાલ્યાં.

એ રીતે થોડા દિવસમાં પોતાને પહોંચવાને બંદરથી તથા ચાલેલે બંદરેથી મધ્યભાગે આવી પહોચ્યાં. ઇશ્વરની ગતિ ગહન છે તેનો પાર પામવાને મનુષ્ય કોઇ પણ પ્રકારે સમર્થ થવાનો નથી.

### ઉપેંદ્રવજ્રાવૃત્ત.

કળા પ્રભુની કદિ ના કલાય,
અશૂભનું શૂભ કરે સદાય;
કરે ઘડીમાં ત્રણ[1] મેરૂ કેરૂં,
ન એથિ બીજું જગમાં વડેરૂ. ૧

### ઉપજાતીવ્રત્ત.

ચીત્તે કદી જે ન વિચાર આવ્યા,
બને વિચારો પ્રભુના બનાવ્યા;
ઘડીકમાં રંક બનાવિ રાજા,
મુકાવિ દે રાયતણીજ માઝા. ૨

સંસારનું બંધારણ પરમાત્માએ મનુષ્યો પ્રાપ કરતાં અટકે તે માટે બાંધેલુંછે. સુખ કે દુઃખ ચક્ર પ્રમાણે ફરતું રહેછે. એકલા સુખથી કે દુઃખથી માણસને સંસારનો યોગ્ય અનુભવ થતો નથી માટે તેનો અનુભવ મેળવવાને સારૂં એક પછી એક, એમ પરમાત્માએ નિર્માણ કરેલ છે. આ રીતે નેમચંદને થયું. પરદેશમાં સુખ પ્રાપ્ત થએલું, તેને પણ અસ્તોદયનું ચક્ર ફરતાં દુઃખ આવવાનું છે એમ આ અચાનક બનાવ ઉપરથી દીશી આવ્યું. તેના મનમાં તેણે મોટા મોટા વિચારો ધારેલા અને હજી પણ ધારણા તેની તેજ છે. પણ મનુષ્યની ધારણા પ્રભુની ધારણા

---

૧ તૃણ અથવા ખડ

પાસે નિષ્ફળ જાય છે. ધારેલી ધારણા પાર પડે તેમાં પણ ઇશ્વર ઇચ્છા બળવાન છે. માણસ બહુ ધારણા બાંધે છે પણ બધી ફળીભૂત થતી નથી.

## ઇંદ્રવજ્રાવૃત્ત.

ધાર્યું ધણીનુજ હમેશ થાય,
મીથ્યા મનુષ્યો તણું તો મનાય;
તેમાંથિ કો હિ ફરશે ન એક,
માંડેલમાં થાય ન મીન મેખ. ૧

## ઉપેંદ્રવજ્રાવૃત્ત.

ન કલ્પના જેનિ કદી થએલી,
ન ચીત્તવૃત્તી કદી ત્યાં ગએલી;
બનાવ એવા બનશે અનેક,
ફરે ન નીર્મ્યું પ્રભુનુંજ છેક. ૨
ઘડીકમાં સ્વર્ગનું સૂખ થાય,
ઘડીકમાં તેજ જતું જણાય;
ન પાર દીસે પ્રભુની કૃતીનો,
ન તર્ક પોંચે જનની મતીનો. ૩

જ્યારે સમુદ્રને મધ્ય ભાગે વહાણો આવી પહોંચ્યાં, પછી એક વહાણને તળે ગાબડી આવી; તેથી તે ગાબડા

વાટે વહાણમાં સમુદ્રનું પાણી ભરાવા લાગ્યું. તે ઉલેચી નાંખવાને વહાણના ખલાસીઓએ બહુ મેહેનત કરી, પરંતુ પાણીની આવક વધારે હોવાથી તેઓની મેહેનત બર આવી નહીં. આખરે તેઓએ આ વાત નેમચંદ જે વહાણમાં બેઠા છે ત્યાં ઇસારત કરી જણાવી. નેમચંદે વહાણને જરા થોભાવવા મીંદડીઓ નાંખી નાંગર્યાં કામ કરવાનો હુકમ ખલાસીઓને આપ્યો, ને પોતે હોડીમાં બેસી નુકસાનવાળા વહાણમાં જવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેની સ્ત્રીએ તેને બહુ સમજાવ્યો પણ આ વખત તેના માનવામાં આવ્યું નહીં; ને આગ્રહ કરી હોડીમાં બેસી સામેના વહાણપર ગયો. ત્યાં જઇ ખારવાઓને તે ગાબડીમાં કાંઇ પણ જણસનો દાટો અગર લુગડાનો કે ગુણીઆનો દડો નાંખી પુરી નાખવાનો, તથા ત્યાર પછી પાણી કેમ ઉલેચવું તે બાબતનો યથાશકિત ખુલાશો કર્યો. વળી તે વહાણમાં થતી હરકતો મટાડવામાટે ત્યાં બે ચાર કલાક રહેવું એ વાજબી લાગવાથી તેણે બીજાં બંને વહાણોને ચલાવવાની રજા આપી તથા તેમની સાથે જોખમાએલું વહાણ પણ ચલાવવા માંડ્યું. એ રીતે થોડા વખતમાં બંને વહાણો જોખમાએલા વહાણથી થોડેક આગળ ગયાં. પવન સારો લાગવાથી તેઓ એક બીજાથી વધારે છેટે પડતાં ગયાં. એ વખતે વળી નેમ-

ચંદ બેઠો હતો તે વહાણમાં કાંઇ અફળાવાથી મોટી ગાબડી પડી. તે વાટે વહાણમાં પાણી જથાબંધ ભરાવા લાગ્યું. પાણી ઉલેચી નાંખી ઝડપથી ચલાવી પેલાં બંને વહાણોની સાથે થઇ જવા ખલાસીઓને નેંમચંદે તાકીદ કરી. પરંતુ કરેલી તાકીદ વ્યર્થ હતી. કારણ કે ખારવાઓ પાણી ઉલેચી થાકી ગયા હતા; તોપણ પાણી તો વધારે ને વધારે દરેક પળે દાખલ થવા લાગ્યું. બહુ પાણીના બોજાથી અંદરનો માલ પલળી ગયો, તેથી વધારે ભાર થયો. ઘણોખરો માલ વામી નાંખ્યો તોપણ પાણી-નો બોજો વધારે થવાથી વહાણ સમુદ્રમાં પેસવા લાગ્યું. આ વખત તેની વહારે ધાનારાં બે વહાણો ઘણે છેટે પહોંચ્યાં હતાં. સાદ કરવાથી અગર નિશાની કરવાથી પણ કાંઇ તે ખલાસીઓનું ધ્યાન આ તરફ ખેંચાય તેમ ન હોતું. કારણ કે તોફાની પવનના ઝપાટાથી વહા-ણો સમુદ્રની સપાટી ઉપર સ્થિર રહી શકતાં નહોતાં. બધાં વહાણો એક બીજાથી બહુ છેટાં પડી ગયાં હતાં. છૂટાં પડેલાં વહાણો એક બીજાને એક બે દિવસ પછી મળે છે, અગર નાંગરવાને બંદરેજ ભેગાં થાયછે; આવી બીના સમુદ્રમાં ઘણી વખત તોફાની પવનથી બનેછે. જેમ જેમ પાણી અંદરથી ઉલેચવા માંડયું, તેમ નવું પેસવા લાગ્યું. જાવક કરતાં પણ પાણીની આવક આ વખત બહુ

વધી ગઇ. આવતા પાણીને ઉલેચી કાઢવાની તથા નવું પાણી ગાબડીવાટે વહાણમાં દાખલ ન થાય એવી અનેક યુક્તિઓ કરી. પરંતુ સર્વે યુક્તિઓ આ અણચીંતા વખત ઉપર નિષ્ફળ ગઇ. આખરે ખલાસીઓ થાકી ગયા. અને જેવી "ઇશ્વરની ઇચ્છા" એમ વિચારી ઉગરવાની તૈયારી કરવા મંડયા. થોડા વખતમાં પાણી બહુ ભરાણું ને વહાણ હમેશને માટે નીચે બેઠું. પાણી વહાણ ઉપર છલી વળ્યું. ખલાસીઓ વહાણનાં લાકડાં તરતાં હતાં તેને પકડી મડા ગાંઠ વાળી જેમ સમુદ્રનાં મોજાં ઘસડે તેમ નિરૂપાયથી ઘસડાવા લાગ્યા. નેમચંદ પણ સારો તરનાર હતો. વહાણ ડૂબતાવારજ તેણે એક લાકડું પકડી લીધું હતું. ને જેમ છોળો લઇ જાય તે તરફ જતો હતો. ભરદરિઆના ભયંકર મોજા જોઈ તેના ગાળા નરમ પડી ગયા હતા. તેણે મનમાં ઘણી દ્રઢતા રાખી પણ તેનુ મન દ્રઢ રહી શકયું નહીં. અને દ્રઢ મન ન રહે તેમાં કાંઇ નવાઇ નહીં. ગમે તેવો હીંમતવાન મનુષ્ય હોય પરંતુ આવા અકસ્માત્ આગળ તેનું મન હીંમત છોડી નાહીંમત થઇ જાય છે. તે રીતે નેમચંદને પણ થયું. જો કે તેણે ઘણું દુઃખ વેઠયું હતું; સંસારમાં તેના ઉપર આટલી ઉમરમાં ઘણી વખત દુઃખ આવી પડયાં હતાં; ખરો સંસારી અનુભવ તેણે મેળવેલો હતો, કોઇ વખત

તેનું મન ગમે તેવા સંકટમાં પણ હીંમત હોરતું નહીં. તો પણ આ દુઃખમાંથી છૂટકારો થવો મુશ્કેલ છે એમ સમજી તે રડી પડયો. મોત તેની નજર આગળ તેના આત્માને પકડવા માટે જાળ લઇને ઉભું રહ્યું હતું. રડવાથી કાંઇ તેનો આ ભયંકર સંકટમાંથી છૂટકો થાય તેમ નહોતું. આમ વિચારી તેનું મન સંસારની તમામ ખટપટો તથા જૂઠી લાલચોમાંથી તુરત મુકત થયું, અને પરમદયાળુ પરમાત્માના ચણારવિંદમાં લીન થયું. તેને ચાર દિશાએ પરમાત્માનો ભાસ થયો, અને ખરા અંતઃકરણથી ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યો.

## વસંત તિલકા વૃત.

વંદુ પ્રિતેથિ તુજને જગ પાળનાર,
હે તાત મારિ વિનંતિ પ્રિતથી સ્વિકાર;
તારી દયાથિ અતિ થાય સદા સુધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૧

સંસાર સાર વિણ આ મુજ મંન ભાસે,
તે માંહિ તાત તુજ નામ વધૂ પ્રકાશે;
લીધાથિ નામ જગમાં સુખનો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૨

વીશેષ તારિ કૃતિ આ જગમાં જણાય,
તેનો ન પાર કવિરાયં થકી પમાય;
શકિત શિ મારિ પ્રભુ પામું હું તે કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૩

આ સૃષ્ટિ આપ પરતાપ થકી બની છે,
બીજી વિશેષ વસુધા[1] હરિ તેં કરી છે;
તેના તું તાત નિત કલેશજ કાપનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૪

ખૂટે ન પાણિ કદિ પ્રાણિ ન દુઃખ પામે,
તેથી બનાવ્યું જગમાં જળ ઠામઠામે;
ભર્યાં તળાવ નદિ નીર તણો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૫

આજ્ઞાથિ તારિ પરજન્ય[2] સુવૃષ્ટિ આપે,
દુઃખી ન થાય સુખિ છે પ્રભુ તું પ્રતાપે;
વીવીધ્ર સૂખ જનને પ્રભુ આપનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૬

આનંદ આપ અખિલેશ હરી બળાપો,
ત્રાપો તું તાર ગણું હું નિત જગ્ત બાપો;
હે તાત ! તોરિ દરશાવ મને કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૭

---

૧ પૃથ્વી. ૨ વરસાદ.

સંસાર અબ્ધિ[1] અખિલેશ ભર્યો હું ભાળું,
નૌકાનું નામ તુજ વીણ નહી નિહાળું;
તે અબ્ધિમાંહી દુખનો ન દિસે કિનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૮

જંજાળ જાળ પડશે પડતાંજ એમાં,
પામે ન પાર ભટકે પડિ જન્ન જેમાં;
તેમાં ન ભક્તિ વિણુ કોઇ ઉગારનારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૯

તારા પ્રતાપથકિ સૌ જન પાર પામે,
દુઃખી ન થાય સુખિ છે જન સર્વ ઠામે;
ત્રાતા તું વીણુ જગમાં દુઃખનો વધારો,
આ તાપ આપ ભવસાગરના નિવારો. ૧૦

## ગરબી રાગ દેશી.

"અંતકાળે સગુ નહીં કોઇનું રે."—એ રાગ.

નમું નિત્યે નિરંજન નાથનેરે,
હાથ જોડી પ્રીતે વારંવાર.
નમું નિત્યે નિરંજન નાથનેરે. ટેક. ૧
સાચો દીસે સગો સંસારમાંરે
એક અખીલ તણો કરનાર. નમું. ૨

---

૧ સમુદ્ર.

દુખ ટાળી સદા સુખ આપશેરે,
જે છે નિર્ગુણ નીરાકાર. નમું. ૩
જેની ભવ્ય કારીગરી ભૂતળેરે,
કદી ગણતાં ન પામે પાર. નમું. ૪
વારંવાર નમું તે ઇશનેરે,
દુઃખ દરિઆ તણો તારનાર. નમું. ૫
અણસમજુ જાણે નહીં ઇશનેરે,
ખાય ખત્તા ને થાય ખુવાર. નમું. ૬
હીંડે પાણા પ્રભૂ ગણી પૂજતારે,
કેમ જાયે પછી ભવ પાર. નમું. ૭
પાપ કીધાં પ્રભૂ મેં જગે ઘણાંરે,
કરો મે'ર કરી મને માફ. નમું. ૮
બાપ ભુલ્યો સદા હું ભૂતળેરે,
સાફ કરશો મારો ઇનસાફ. નમું. ૯
શુભ કૃત્યો કીધાં નથી કો સમેરે,
ભર્યા કુકર્મના કોઠાર. નમું. ૧૦
સાર લીધો નહીં શુભ જ્ઞાનનોરે,
કેમ મારો થશે ઉદ્ધાર. નમું. ૧૧
શુભ રસ્તો સુઝાડનાર તું ખરોરે,
જેથી પામે પ્રાણી ભવપાર. નમું. ૧૨
એવા અખિલ પતી ઉદારનેરે,
વારંવાર મારો નમસ્કાર. નમું. ૧૩

એવી રીતે પોતાની સ્થિતિનો વિચાર તે ભૂલી ગયો. હું કોણ છું? ક્યાંથી આવ્યો? અને આ વખત હું ક્યાં છું? એવા તમામ વિચારોએ હમેશને માટે વિદાયગીરી લીધી; તથા શરીરને સુખ દુઃખ લાગવાની ઇશ્વર પ્રેરીત શક્તિ તે પણ લગભગ નાશ પામી. ફક્ત તેનું મન સંસારમાંથી ઉડીને પરમાત્મા ને આખા જગતનો જે નિયંતા તેમાં શુદ્ધ ભાવથી ચોટી ગયું. થોડા વખત સુધી તેણે દરિઆની છોળો સાથે વસડાતાં શુદ્ધ અંતઃકરણથી ઇશ્વર સ્તવન કીધું. આખરે તેને મુર્છા આવવાથી જે પાટીયાને તે વળગેલો હતો તે સાથે મડાગાંઠ પડી.

પ્રથમ ચાલેલાં વહાણો ઘણાં છેટાં પહોંચ્યાં હતાં. તેમને નેમચંદવાળા વહાણના આવા ખરાબ હવાલ થયા છે તેની બીલકુલ ખબર નહોતી. તેથી તેઓએ સંશય રહિત ભરદરિએ આગળ ચાલવા માંડ્યું. તેના મનમાં એમ હતું કે જૂદુ પડેલું વહાણ બે ચાર દિવસમાં આપણી ભેગું થશે. અગર તેમ કદાપી નહીં થાય તો ઉતરવાને બંદરે અવશ્ય ભેગા થઇશું. આવા વિચારથી તે બંને વહાણો બેધડક આગળ ચાલવા લાગ્યાં. સારો પવન હોવાથી બંને વહાણો ધારેલે બંદરે ઉતર્યાં. બંદરનું રિવાજ પ્રમાણે દાણ ભરી તેઓએ પોતાનો તમામ સરસામાન કાંઠા ઉપર ઉતારી લીધો. બાઇએ પોતાના નોકરોને ગામમાં પો-

તાને રેહવા સારૂં ઘર ભાડે રાખવા માટે અગાઉથી મોકલ્યા; અને સરવે સરસામાનનાં ગાડાં ભરી તેઓ પાછળથી ગામમાં ગયાં. ગામમાં સારૂં ઘર ભાડે રાખી ત્યાં ઉતારો કર્યો, અને બીજું વહાણ આવી મળતાં સુધી તેમની રાહ જોવી એવો દ્રઢ નિશ્ચય કર્યો. દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા તોપણ નેમચંદવાળુ વહાણ આવ્યું નહીં. ત્યારે સહુના મનમાં બહુજ ચીંતા ઉત્પન્ન થઇ. તેઓએ ઘણી રીતે તપાસ કર્યા છતાં પણ તે વહાણનો પત્તો લાગ્યો નહીં. આવી રીતે બહુ દહાડા વીત્યા છતાં કાંઇ પણ ખબર ન મળી ત્યારે નેમચંદની શાણી સ્ત્રી અકળાણી. તે કોઈ વખત આવી સ્થિતિમાં રહી નથી તેથી તેણીને બહુ ખોટું લાગ્યું, તેના મનમાં ગભરાટ થવા લાગ્યો. પતિવિયોગથી તે બહુ અકળાણી. પરદેશમાં જ્યારે વીખુટાં પડી માણસો એકલ થઈ રહે છે, ત્યારે મુઝવણ વધારે થાય છે. તેમાં વળી સ્ત્રી જાતનો સ્વભાવ નાહીંમત હોય છે તેથી આવે વખતે તેમની હીંમત નાશ પામે છે.

## ઉપજાતિવૃત.

ખાવા દિશા નાથ વિનાનિ ધાય,
મૂકી મને નાથ ગયા શું હાય;
શું દાઝ દાસીનિ દિલે ન લાવ્યા,
હજી સુધી નાથજી કેમ નાવ્યા ? ૧

પીયૂ ગયા મેલિ મને અત્યારે,
ન આશરો અન્ય દિસેજ મારે;
પીયૂ જતાં પ્રાણ રહ્યા શું બેશી,
પિડો કરે શું આવડી તું મને શી. ૨

તેણીના મનમાં અનેક તરેહના ખોટા વિચારો થવા લાગ્યા. કે શું મારા સ્વામીનું વહાણ ભાગી ગયું હશે !? કે તેની પાસે ઉંચી કીંમતના બેનમુન દાગીના જોઇ ખલાસી લોકોનું મન લોભાઈ લોભની ખાતર તેને સમુદ્રમાં ફેંકી દીધા હશે ?

આવી રીતે તેનું કોમળ અંતઃકરણ આવા ખોટા વિચારોથી ઉભરાઇ જવા લાગ્યું, તોપણ તેણે પોતાની હીંમત છોડી નહીં, ને પોતાના પતિના શોધને ખાતર નવા નવા ઉપાયો રચવા માંડ્યા. પોતાની સાથે આવેલા નોકરોને રજા આપી નહીં, પણ જરૂરના પ્રસંગ સુધી પાસે રહેવા ફરમાવ્યું. પોતાના પતિના શોધને ખાતર એક વહાણ તૈયાર કર્યું, અને તેની સાથે બે ચાર વિશ્વાસુ ચાકરને શોધ કરવા સારૂ રવાના કર્યા. તેઓને જોઈતી ખરચી આપી તથા શોધ શી રીતે કરવો, રસ્તામાં આવતાં બંદરોમાં ઉતરવું, અને ત્યાં બે ચાર દિવસ રહી શોધ કરવો. આવી રીતે શકિત પ્રમાણે નોકરોને સલાહ આપી સારૂં મુહુર્ત્ત જોઇ વહાણને વિદાય કર્યું. ને પોતે શેહેરમાં રહી.

વિશ્વાસુ નોકરો વહાણ સાથે જવાથી બાકીના પોતાના પિયર તરફના એક બે ચાકરો રહ્યા હતા, તથા એક વૃદ્ધ દાસી હતી; એ ત્રણેને તેણીએ પોતાની હજુરમાં રાખી બીજા જરૂરી ચાકરો બહારનું કામકાજ કરવા તથા ગામમાંથી જાણસભાવ લાવવા કરવા માટે રાખ્યા. પોતાના સ્વામીનો શોધ કરવા માટે તેણીએ એક અન્નછત્ર બાંધ્યો શેહેરમાં એવી ખબર આપી, કે જે નવો વ્યાપારી અથવા મુસાફર આવે તેણે ભોજન કરવા અમારે ત્યાં આવવું. આવી રીતે તેણે ગામમાં ઢંઢેરો પીટાવી ખબર આપી. આવી રીતે કરવાનું કારણ તેની સમજણ બહાર નહોતું. આ ઉપાય પણ પોતાના સ્વામીની શોધને માટેજ કર્યો હતો. જો મારા સ્વામીનું વહાણ ભાગી ગયું હશે, ને પાટીયું વગેરે હાથ આવવાથી કોઇ બંદરને કિનારે નીકળ્યા હોય તો વખતે સલામત હોય તો ભમતા ભમતા અહીં આવી ચડે. આવા ઉત્તમ વિચારથી તે બાઇએ પોતાની દોલત ખરચવા માંડી. પોતાના ભલા ખાતર તથા જ્ઞાતિ જનોના સુખને માટે ખરચતાં તેનો પૈસો ખુટી જાય તેમ નહોતું. કારણ કે અનેક તરેહનો વ્યાપાર કરી નેમચંદ લક્ષાધિપતિ થયો હતો. લખલુટ પૈસો તેણે સાહસથી પેદા કીધો હતો. ને તેનો ઉપયોગ આ ભલી સ્ત્રીએ પોતાના સ્વામીની શોધને ખાતર કરવા

માંડયો. આ ઉપરથી આ સ્ત્રી ભલી હશે એમ તો દરેક સુજ્ઞજનો અનુમાન કરશે. આજે જોઇશું તો ધણી માંદો મરતો હોય, ઘરમાં તેનો પેદા કરેલો પૈસો પુષ્કળ હોય, તે છતાં પણ ઘણી કુભાર્યા રાંડો ઓસડવેસડમાં એક પાઇ સરખી પણ ખરચતી નથી. તે કરતાં આ સ્ત્રી હજાર બલકે લાખ દરજ્જે સારી હતી. ખરેખરી તે પતિવ્રતા નારી હતી. પતિને હમેશાં પરમેશ્વર કરતાં પણ અધિક સમજતી હતી.

હવે આપણે દુઃખીઆરા નેમચંદ તરફ નજર કરીએ. તે બિચારો લાકડા સાથે બેભાન બની સજ્જડ ચોટી ગયો–હતો. તેના શરીરને ગમે તેટલું દુઃખ થતું તો પણ આ બેભાન અવસ્થામાં તેને તેની ખબર પડતી નહોતી. આવી રીતે તે એક રાત ને એક દિવસ સમુદ્રમાં અથડાયો. ઇશ્વરની ગતિ ગહન છે. તેનો પાર મનુષ્યોથી પમાતો નથી. ભર દરિએથી પણ ઇશ્વર કૃપાથી માણસ એક વાર બચે છે. અનેક તરેહની વ્યાધીમાંથી અગર ઘણા ઝટકાથી ઘાયલ થયેલાં મનુષ્યો તથા મરણ પથારીએ પડેલ કે, જેનો અમર આત્મા શરીરમાં છે કે નહીં; તેની નિશાની પણ વખતે માલમ પડતી નથી, એવાં મનુષ્યો પણ ઇશ્વર કૃપાથી મરણ પથારી ઉપરથી આવરદા વડીએ ઉભાં થાય છે.

## ઉપજાતિ વૃત્ત.

જેને પ્રભૂ હોય બચાવનારો,
ન તેને કોઇ વિદારનારો;
ઉગારિ લેનાર મૃત્યૂ મુખેથી,
મેરૂ પરેથી પડશે દુઃખેથી. ૧

અહી[1] મુખે તે જઇ હાથ ઘાલે,
જો સીંહના કેશ કદાપી ઝાલે;
તથાપિ વાંકો નહિં વાળ થાય,
પ્રભૂ તણી જો કરૂણા જણાય.

એવી રીતે ઇશ્વર કૃપાથી નેમચંદને પણ થયું. એક દિવસ ને એક રાત દરિઆમાં રહ્યા છતાં, તથા બેભાન અવસ્થા પ્રાપ્ત થયા છતાં, પણ તેનો અમર આત્મા હમેશનો વિયોગ કરી ચાલતો થયો નહોતો. આવી બારીક અવસ્થામાં પણ તે નેમચંદના શરીરરૂપી પીંજરામાં બેઠો હતો. આ રીતે બીજે દિવસે મડાગાંઠ પડવાથી દેખીતો મુડદુ થઇ ગએલો નેમચંદ દરિઆની છોળો સાથે એક મ્હોટા શેહેરના બારામાં ઘસડાતો ઘસડાતો આવ્યો. તેના અંગ ઉપર હજી કીંમતી બેનમુન દાગીના હતા; કે જે જોવાથીજ સત્યવાન માણસનું મન પણ વખત ઉપર લોભાઇ જઇ તેના અંગ ઉપરથી ઉતારી, તેને પાછો

---

૧ સર્પ.

સમુદ્રમાં ફેંકી દેવાનો દુષ્ટ વિચાર કરે ખરૂં. પણ નેમચંદના સારા ભાગ્યે તે વખતે બંદર ઉપર કોઇ નઠારૂં માણસ નહોતું. જો તે વખતે નઠારૂં માણસ હોત તો નેમચંદને પાછો દરીઆમાં ફેંકી દેત, અને તેના અંગ ઉપરથી તમામ દાગીના ઉતારી લેત, અને નેમચંદ હમેશનેમાટે પોતાના બચાવનારની હજુરમાં કાંઇપણ સંસારી સુખ ભોગવ્યા શિવાય જવું પડત. પણ ઇશ્વરની મરજી તેને સંસારમાં વિચિત્ર સુખ આપવાની હતી. હવે તેના માથા ઉપર દુઃખનું ચક્ર ફરતું હતું તે ચક્ર ફરી રહેવા આવ્યું હતું, અને સુખ પ્રાપ્ત થવાનું હતું. આમ હોવાથી તેના સુભાગ્યને વખતે તેજ ગામનો શેઠ તે બંદર ઉપર આવેલો હતો. આ વખત તેના વહાણોમાં માલ ભરાતો હતો, અને ભરાઇ રહ્યા પછી બીજે બંદરે જવાનાં હતાં. તેથી શેઠ તેની કેમ વ્યવસ્થા કરવી એમ બતાવવાને માટે બંદર ઉપર આવ્યો હતો. તેમની સાથે તેના મુનિમ વગેરે ચાર પાંચ બીજા નોકરો ગાડીમાં બેસીને આવ્યા હતા. જ્યારે તેઓ વહાણ ઉપર તપાસ કરવા ગયા ત્યારે તેમની નજરે વહાણથી થોડે છેટે સમુદ્રમાં લાકડાસાથે મડાગાંઠ પડેલ નેમચંદ નજરે ચડયો. જોતાંવારનેજ શેઠે પોતાના ખલાસીઓને હોડી મૂકી તેને લાવવાની તાકીદી કરી. એ ચાર ખલાસીઓએ હોડી દરીઆમાં નાંખી હ-

લેશાં મારી તરતા લાકડા પાસે પહોચાડીને લાકડા સુધ્ધાંત નેમચંદને અંદર ધીમેથી ઇજા ન થાય તેમ લઇ લીધો. પાછી હોડી હંકારી વહાણ આગળ આણી તેને વહાણમાં શેઠની આગળ બેભાન અવસ્થામાં આણ્યો. શેઠે મહા મેહેનત કરી લાકડાથી છૂટો પાડ્યો ને તપાસ્યો, પરંતુ તેમાં જીવ હોય એવી કાંઇપણ નિશાની તેને માલમ પડી નહીં. તેથી શેઠને વધારે મુંઝવણ થઈ. એ મુંઝવણ તેને જૂદાજ પ્રકારની હતી. કારણ કે રાજાના જાણવામાં આવે તો મહા વિપત્તિ પડે તેમ હતું. કારણ કે રાજા તરફથી આ બાબતનો તુરત તપાસ થતો ને જીવ ન હોય તો તેને ઉલટ સુલટ જુબાનીઓ લેવી, બે ચાર કોરટોમાં નજીવા કામ બાબત ફરવું એ વ્યાપારીને વસમું લાગતું. તેથી શેઠે મુંઝાઇને પોતાના ચાકરોને જાણીતા વૈદ્યને તેડવા દોડાવ્યા. થોડીવારમાં ગામમાંથી વૈદ્યને તેડી આણ્યો, વૈદે દરદીને તપાસીને ઉપચાર ચીંધ્યા. તેના બતાવ્યા પ્રમાણે સર્વે ચાકરો કરવા મંડ્યા. ઇશ્વર ઇચ્છાથી વૈદ્યની મેહેનત બર આવી. જે મુડદા જેવું શરીર હતું, તેમાં થોડી ઘણી ગરમા આવવા લાગી. આ જોઇ શેઠને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. તોપણ ઓસડ વેસડના ઉપાયો ચાલુ રાખ્યા. બે ત્રણ કલાકે નેમચંદના શરીરમાં સારી ગરમી આવવાથી શુધ્ધિ આવવા

લાગી, તેણે આસ્તે રહીને આંખ ઉઘાડી ચોગરદમ ટગર ટગર જોવા માંડ્યું. બોલવાની શકિત તેનામાં હજી આવી નહોતી. આ રીતે થોડો ઘણો પણ આરામ થએલો જોઇ શેઠને કાંઇક હીંમત આવી, અને ગાડીમાં સુવાડી તેના શરીરને કાંઇપણ ઇજા ન થાય તે રીતે પોતાને ઘેર તેડી ગયો. ઓસડ વેસડ કરવાથી નેમચંદ બે ચાર દીવસે સારો થયો. બોલવાની પણ બરોબર શકિત હવે તેનામાં આવી આથી શેઠ ઘણા ખુશી થયા. નેમચંદ સારા કુળનો તથા ખાનદાન માણસનું ફરજંદ છે, એવું તે શેઠે તેના ઉપરના કીંમતી દાગીના તથા તેની ખુબસુરતી જોઈ અનુમાન કર્યું હતું. ને તેથી શેઠે તેની અચ્છી મહાવજત લીધી હતી. વળી સારૂં થયા પછી તે વાણિઓ છે એમ જ્યારે શેઠે જાણ્યું, ત્યારે તો તે બહુ ખુશી થયો. તથા તેની આવી માઠી અવસ્થા શી રીતે થઇ તે બાબત શેઠે તેને પુછી જોયું. નેમચંદે પોતાની તમામ હકીકત યથાસ્થિત શેઠને જણાવી. જ્યારે શેઠે તેની હકીકત જાણી ત્યારે તો તે શેઠ ઘણો દીલગીર થયો. તથા તે ઉપર આવું અસહ્ય દુઃખ પડ્યું છે એમ જાણી તેના ઉપર વધારે દયા કરી. દયા આવે એમાં કાંઇ નવાઇ નથી. દુઃખીયારા નેમચંદનું દુઃખ સાંભાળીને કસાઇનું હૃદય પણ પીંગળી જાય, તો પછી દયાવંત મનુષ્યનું તો કહેવુંજ શું. જાતે દયાળુ હોય

તે જ્યારે કોઇનું દુઃખ સાંભળે અગર દુઃખ પડતું નજરે જુવે ત્યારે તેની દયામાં વધારો થાયછે, તેમ શેઠને પણ થયું. તેણે નેમચંદને ખુબ તાણ કરીને પાંચ છ માસ રાખવાનું કર્યું. આ વખત નેમચંદની તબીયત બારીક હોવાથી ખુશીથી શેઠને ત્યાં આશરે છ સાત માસ રહ્યો. પરંતુ જાવેથી નીકળતી વખત તેણે જે બંદરે ઉતરવાનું નક્કી કર્યું હતું, તે બંદર અહીંઆંથી કેટલું થતું હશે તે તપાસ કરવા માંડ્યો. પણ ઘણા દિવસ તપાસ કરતાં તેને પરદેશી મુસાફર મારફત પત્તો લાગ્યો, કે એ બંદર અહીંઆંથી આસરે હજાર બારસો ગાઉ થાય છે; ને પગ રસ્તે પહોચતાં ઓછામાં ઓછા સાડાચાર માસ લાગશે. અહીંથી કોઇ તે બંદર સાથે વ્યાપાર કરતું નહીં. કારણ કે તે બંદર નહાનું ને વળી બહુ દુર હતું, તેથી સાધારણ લોકો તો તેનું નામ વટીક પણ જાણતા નહોતા. જ્યારે તેને ખબર પડી કે તે બંદરે પગ રસ્તે જવાય છે, ત્યારે તેણે થોડા રોજમાં જવાનો નિશ્ચય કર્યો. કારણ કે વહાણમાં બેસી તે બંદરે જવું તેને સલામતી ભરેલું લાગ્યું નહીં. કેમકે વહાણને અગાઉની માફક વખતે જોખમ લાગે એમ ધારી તેણે પગ રસ્તે જવાનો ઠરાવ કર્યો. થોડા દિવસમાં જે શેઠને ત્યાં તે રહેતો તે મારફત પોતાના અંગ ઉપરના તમામ દાગીના વેચી દીધા. ખરચ

જોગા પૈસા પાસે રાખી, બાકીના પૈસા રસ્તે ચાલતાં વખતે ખરચી ખુટે તો કામ આવે એમ ધારીને વેપારી મારફત હુંડીના રૂપીઆ જ્યારે જોઈએ ત્યારે મળે એવો બંદોબસ્ત કરી તેણે શેઠને વચમાં રાખી હુંડીઓ કરાવી લીધી હતી. આવી રીતે દાગીનાની યોગ્ય વ્યવસ્થા કરી. કારણ કે પગ રસ્તે લુચ્ચા લુટારૂ લોકો મળે, ને દાગીનાને ખાતર તેના જાનને નુકશાન કરે એમ ધારીનેજ તેણે દાગીના વેચી નાખ્યાં હતા. બેશક આ કામ તેના ખરા ડહાપણનું હતું.

તમામ જાતની જોતી તૈયારી શેઠની મારફત પોતા માટે નેમચંદે કરાવી લીધી. જોઈતા નોકર વગેરે વિશ્વાસુ માણસને પગાર ઠરાવી શેઠે રખાવ્યા હતા, એટલે તે તરફની નેમચંદને જરા પણ મનમાં ફિકર હતી નહીં. શેઠની રજા માંગી તથા તેનો યોગ્ય ઉપકાર માની તે ધારેલે સ્થળે જવા તૈયાર થયો. હમેશાં થોડી થોડી મંજલો કરતો તે આશરે પાંચ છ માસે ધારેલે ગામ આવી પહોચ્યો, પણ નેમચંદને મોટી વિટંબના થવા લાગી. કારણ કે તેનું ત્યાં કાંઇ ઘરબાર હતું નહીં. તે ફકત અગાઉ આ ગામના પાદર સુધીજ પોતાની સ્રીને તેડીને આવ્યો હતો; અને ત્યાંથી નોકરી મળવાથી તે પોતાની સ્રી જે રાતે હાથ ન આવેલી "તે વાત અગાઉ આવી

ગએલ છે" તેની શોધને ખાતર રોકાતાં જાવે જવા વ-હાણ પર ચડયો હતો. આ સિવાય તે આ ગામનો વધારે માહીતગાર નહોતો. તેથી જાવા બંદરથી ચાલ-તી વખતજ પોતાની અગાઉની સ્ત્રી વખતે મળે એવા મનસુબાથી તેણે વહાણો આ બંદર તરફ હકારાવ્યાં હતાં. આ વખત તે બહાર ધર્મશાળામાં ઉતર્યો હતો. સાંજ પડી જવા આવી હતી એટલે ગામમાં જવું તેને વ્યાજબી લાગ્યું નહીં. તેથી તેણે સવારમાં ગામમાં જવું એવો નિશ્ચય કર્યો. જે શેઠના વહાણમાં તે ગામથી તે ચડયો હતો તે શેઠને ફકત તે ઓળખતો હતો. તે શિ-વાય ગામમાં બીજા કોઇ માણસને તે જાણતો હતો ન-હીં. તેથી તે શેઠને ઘેર અત્યારે જવું તેને વ્યાજબી લાગ્યું નહીં અને સરવે નોકર વગેરે ગામને પાદર પડાવ નાંખી પડયા.

ઉતર્યાને થોડી વાર થઇ હતી. જમવાને માટે ર-સોઇ બનાવવાની યથાસ્થિત તૈયારી કરવી એટલુંજ બા-કી હતું. તેવામાં તે શેહેરમાંનો એક અજાણ્યો માણસ નેમચંદની સમક્ષ આવી ઉભો રહ્યો. અને આ પ્રમાણે પોતાનું બોલવું મીઠા વચનથી શરૂ કીધું. "શેઠજી ! જો આપ પરદેશી મુસાફર તરીકે આવ્યા હોતો, અગર અહીં-આંજ વ્યાપાર અર્થે આવ્યા હોતો, આપના તમામ ચાકરો

સાથે મારી શેઠાણીને ત્યાં જમવા પધારો. કાયમ રહેવાનો વિચાર હોય તો હરદમ જમવાનું આજથી આમંત્રણ કરવામાં આવ્યું છે, એમ સમજી હમેશાં વખતસર જમવા પધારવું, ને જો આજ રહી વિદાય થવાની ઈચ્છા હોય તો અત્યારે આપના તમામ ચાકરો સહ વર્તમાન જમવા પધારો." આટલું બોલી તે માણસ તેને પોતાની સાથે લઇ જવાના વિચારથી ત્યાં નમ્રતાથી બેઠો. સઘળી કેફીયેત જાણ્યા પછી નેમચંદ તેને પ્રશ્નો કર્યા. "ભાઇ તમે કોણ છો ? ને મુસાફરોને જમાડવાનો આપની શેઠાણીનો વિચાર શાથી થયો ? તે જો અડચણ ન હોય તો જણાવવાની કૃપા કરશો." નેમચંદનું શંકાસ્પદ બોલવું જોઇ તેણે ઉત્તર આપ્યો. "શેઠજી! હું જાતે વાણીઓ છું. મારી શેઠાણી શા કારણથી મુસાફરને જમાડે છે, તે વાત અમારા ચાકર વર્ગથી ગુપ્ત રાખે છે; વળી હું તો અહીંનો રહીશ છું, એટલે મને તે વાતની બરોબર ખબર નથી." મન માને એવો જવાબ ન મળવાથી નેમચંદ વિચારમાં પડયો. અંતે તેણે પોતાના મન સાથે નક્કી કીધું કે આ બાબત વિષે ખાસ તેની શેઠાણીને પૂછવું, ને બરોબર ખબર તેની પાસેથી મેળવવી. એમ ધારી તેણે વધારે પડપુછ ન કરતાં આવેલા નોકર સાથે ચાકરો સહ વર્તમાન જમવા જવું એવો ઠરાવ કરી ચા-

કરોને તૈયાર થવા માટે હુકમ કર્યો. આજ્ઞાને અનુસરી તમામ નોકરો તૈયાર થઇ નેમચંદની સાથે ચાલ્યા.

આવેલો માણસ તેને ધારેલે મુકામે તેડી ગયો. નેમચંદની નજર ચાકર ઉભો રહ્યો તે મેહેલ જોવાની હતી, તેણે મેહેલ જોતાંજ નક્કી કીધું કે આ કોઈ શ્રીમંતનું ઘર છે. પણ ચાકરે તેને તે મેહેલમાં જવા વિજ્ઞપ્તિ કરી. આથી નેમચંદ મેહેલની અંદર ચાકર સાથે પેઠો. તે મેહેલમાં શ્રીમંતને છાજે એવી તમામ જાતની ગોઠવણ કરી હતી. મેહેલમાં તેણે ચાકરો પણ તે શેહેરનાજ વતની દીઠા; તેણે તેને આ ઘરનો માલીક કોણ છે ? એવો પ્રશ્ન કર્યો. પણ અજાણ્યા નોકરો તરફથી આ મેહેલ અમારી શેઠાંણીનો છે, એ કરતાં વધતો સંતોષકારક ખુલાસો તેને મલ્યો નહીં. તેઓ સર્વે મેહેલમાં બીછાના ઉપર બેઠા, થોડી વાર થઇ એટલે એક ચાકરે રસોઇ તૈયાર છે, જમવાને માટે નહાવા ઉઠો એમ આવીને નમ્રતાપૂર્વક કહ્યું. નહાવા માટે ઉનામણામાં ઉનું પાણી તૈયાર હતું. લુગડાં ઉતારી તેઓએ નાહી લીધું. ઉને પાણીએ નહાવાથી તેઓને રસ્તાનો જે થાક લાગેલો તે ઉતરી ગયો; અને તાજા થઈ ગયા. જમવાને માટે નાખેલા પાટલા ઉપર એક એક અનુક્રમે બેઠા. થોડી વાર ન થઇ એટલામાં (બ્રાહ્મણ) રસોઈઓ

તેને પીરસવા આવ્યો. ભાતભાતની વાનીઓ તેણે પીરશી, સઘળી જાતનું પીરસવાનું કામ પૂરૂં થઇ રહ્યા પછી તેઓ જમવા બેઠા. જમી ઉઠયા પછી તેઓને મુખવાસ માટે પાન, સોપારી, એલચી, તજ, લવંગ વિગેરે આપવામાં આવ્યું. મુખવાસ કરી રહ્યા પછી એક શેઠાણીનો હજુરી ચાકર નેમચંદ પાસે આવ્યો. તેણે આવીને નમ્રતા પૂર્વક કહ્યું કે શેઠ મારી શેઠાણી આપને આપની યથાસ્થિત હકીકત પૂછવા માટે બોલાવે છે. આ સાંભળી તેને બહુજ અચરત લાગ્યું. તેને ખબર નહોતી કે આ અત્યુત્તમ ધારો તેણીએ પોતાના પ્રિયને મળવા માટે બાંધ્યો છે. તેથી તે અચરત સાથે આવેલા ચાકર જોડે દિવાનખાનામાં ગયો. ચાકરે તેને એક પાટ ઉપર બેસવા ફરમાવ્યું. આડું અંતર પટ નાખી શેઠાણીએ નેમચંદની સાથે શુદ્ધ ભાવથી બોલવું શિરૂ કર્યું. આ જગા ઉપર જે ચાકરો હતા તે નેમચંદના સસરા તરફથી વિદાય થતી વખતે મલ્યા હતા તેજ હતા. પરંતુ રાત્રીનો સમય તથા બહુ દહાડાના વિયોગ સાથે રસ્તાની મુસાફરીથી બદલાએલા ચેહેરાને લીધે તેઓ નેમચંદને પિછાની શકયા નહીં. પણ તેઓના મનમાં કાંઇક ઢચું-પચું તો હતું. તે છતાં તેણે આ વાત પોતાની શેઠાણીને જણાવી નહોતી. નેમચંદને પ્રથમ તેણીએ પ્રશ્ન કર્યો

કે તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ? ને કઇ તરફ હવે જવાના છો ? એ રીતે તેની યથાસ્થિત હકીકતથી માહીતગાર થવા માટે પ્રશ્નો કર્યા. નેમચંદે પ્રથમ પોતાની હકીકત જણાવવા માટે આનાકાની કરી. પરંતુ બહુ આગ્રહ જોઇ પોતાની યથાસ્થિત હકીકત કહેવી શિરૂ કરી. વાત કરતાં વારંવાર નેમચંદની મુખ મુદ્રા ઉપર ફીકાશ પડતી હતી. છેવટે જ્યારે તેણે પોતાની હકીકત પુરી કરી, ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. હકીકત સાંભળતાંજ તે પોતાનો સ્વામી છે, એમ તેણીએ તેના શાદ ઉપરથી પારખ્યું હતું. પણ વધારે પુછગાછ કર્યા શિવાય અંતરપટ ઉઘાડી ખુલ્લી વાત કરવાને તેમની હીંમત ચાલી નહીં. તેણીએ નેમચંદને પોતાની કેટલીએક ખાનગી વાત કરવાનું કહ્યું. નેમચંદે તેને બધી હકીકત કહી, ત્યારે તેણીનું મન સ્થિર રહ્યું નહીં. ચાકરોને પડદો દુર કરવાની આજ્ઞા આપી. પડદો દુર થયા પછી એક બીજાનું મુખ જોવાથી બંને જણાં સ્તબ્ધ બની ગયાં. તેઓ દીગ્મુઢ બનીને એક બીજાં સામું બહાવરાની માફક અધીરાઇથી જોઇ રહ્યાં. પણ એક બીજાને મુખમાંથી ઉચ્ચાર કરવાની શકિત રહી નહોતી. તેથી સામુ જોઇ બેહદ રડવા માંડયું, આખમાંથી આંસુ શિવાય રડવાનો ઉદ્દ્ગાર તેના મુખવાટે નીકળી શકયો નહીં.

પ્રિય વાંચનાર! આ રડવું તેનું દીલગીરીનું નહોતું પણ આમ અચાનક મેળાપ થવાથી હર્ષનાં આંસુ પડતાં હતાં, પણ તેની આંખો પોતાનીજ જુદી ભાષામાં વાત ચીત કરતી હતી. આવી હાલત જો બહુ વાર ટકી હત તો એમાંથી એકનુ મૃત્યું અવશ્ય થાત. કદાચિત એમ ન થાત તો પ્રેમની ઘેલછા તો તેઓને અવશ્ય લાગત. પરંતુ ચાકરે આવી બંનેના મુખ પર પાણી છાંટ્યું. દાસીઓ આવી પવન નાંખવા મંડી પડી. થોડીવારે બંનેને શુધ્ધિ આવી ત્યારે એકમેકને કોટી કીધી, ને પરમ દયાળુ પરમેશ્વરની સ્તુતિ તેમણે બંને જણાંએ જોડે બેસી નીચે પ્રમાણે શિરૂ કરી.

## દોહરા.

વિશ્વતણો કરતાર તું, શકિત તારિ અપાર;
વારવાર વંદું તને જય જય જગદાધાર. ૧
અખિલ વિષે તું એકલો, વ્યાપ્યો ઠારો ઠાર;
એકવાર નજરે નથી, પડતો જગદાધાર. ૨
તારી કૃતિ ત્રિભુવન વિષે, દીસે મને અપાર;
પાર ન પામે પંડિતો, જય જય જગદાધાર. ૩
અદ્ભુત શકિત અખિલમાં, વ્યાપિ ઠારો ઠાર,
કામ કર્યાં અતિ કુશળ તેં, જય જય જગદાધાર. ૪

ભૂમંડળમાં તેં ભલાં, કીધાં કામ અપાર;
નજરે તેને ન્યા'ળતાં, જય જય જગદાધાર. ૫
પર્વત નજરે પેખતાં, મુખે થાય ઉચાર;
વારવાર વંદું તને, જય જય જગદાધાર. ૬
શૃંખિણુ પર્વતમાં કરી, ગુફા તણો નહિં પાર;
શાંજળનાં ઝરણો ઝરે, જય જય જગદાધાર. ૭
વનસ્પતી તે ઉપરે, દીસે ભાર અઢાર;
**સાર ઘણો તેમાં** સદા, જય જય જગદાધાર. ૮
પશુ પક્ષી તો તે સ્થળે, નજરે પડે અપાર;
ઘાટ જોઇ જન સહુ કહે, જય જય જગદાધાર. ૯
રમણિય તેના જોઇએ, એકવાર આકાર;
ભવ બાધા ભૂલાય નહિં, જય જય જગદાધાર. ૧૦
વ્યોમ વિષે પણ તાહરી, કૃતી તણો નહીં પાર;
મૂખ કરે ઉચ્ચાર મુજ, જય જય જગદાધાર. ૧૧
રવીતણી રચના જુઓ, તેજ તણો નહિ પાર;
જોતાં શકિત તાહરી, અપાર જગદાધાર. ૧૨
અખિલ વિષે અજવાળું તે, કરતો વારંવાર;
લેશ નહીં તે કામમાં, કસૂર જગદાધાર. ૧૩
શશિ રચના જોઇ શરિરમાં, વાધે હર્ષ અપાર;
અદ્ભુત તારી અખિલમાં, રચના જગદાધાર. ૧૪

કો દિન તે અરધો બને, આખો પણ કો વાર;
અસ્ત થાય કો વાર તુજ, કૃતિથી જગદાધાર. ૧૫
ચોપાસે ફરતા ફરે, ગ્રહ જે નભ મોઝાર;
તે પૂરે તુજ શકિતની, શાક્ષી જગદાધાર. ૧૬
ફરવામાં જો તે ગ્રહો, કરે ચૂક કો વાર;
ગ્રહણ તણી તેને કરી, શિક્ષા જગદાધાર. ૧૭
ઉદય થાય ગ્રહ અવ નવા, અસ્તજ થાય અપાર;
ટૂટ પડે નહિં તે સ્થળે, જય જય જગદાધાર. ૧૮
મનુષ્ય રચ્યાં તેં મહિ વિષે, મહેશ ઠારો ઠાર;
અપાર તારી તે થકી, શકિત જગદાધાર. ૧૯
પોષણ થવા જન્મતાં, તુજ ઉર ફિકર અપાર;
તે માટે માતા સ્તને, પય ધર્યું જગદાધાર. ૨૦
શામ શ્વેત મહિમાં તમે, કર્યાં મનુષ્ય આકાર;
તેમાં ખૂબી તાહરી, દીસે જગદાધાર. ૨૧
શીત વધૂ કો દેશમાં, કોમાં ઉષ્ણ અપાર;
જેવું જન તનને સહે, તે કર્યું જગદાધાર. ૨૨
કોમાં વૃષ્ટિ વધે અતી, કોમાં નહીં લગાર;
જેવું જે સ્થળમાં જુએ, તે કર્યું જગદાધાર. ૨૩
બરફ પડે કો દેશમાં, વારિ પડે કોઠાર;
સાર સૃષ્ટિ જન કારણે, બનાવ્યું જગદાધાર. ૨૪

અરણુવમાં તારી કૃતી, અતી દિસે તે ઠાર;
તૂજ હુકમથી ઉછળે, જળધી જગદાધાર. ૨૫
જળચર ભૂચર પ્રાણિઓ, પેદા કર્યાં અપાર;
વાર વાર તું તેહને, પાળે જગદાધાર. ૨૬
એવો તું અખિલેશ છો, શકિત તણો નહિં પાર
વરણુવતાં પાંમું નહિં, પાર હું જગદાધાર. ૨૭
માત તાત ને ભ્રાત તું, જનનાં દુખ દળનાર;
ભવસાગરમાં તાહરો, ભરોંસો જગદાધાર. ૨૮
ઉગારી અર્ણવ થકી, આપ્યું સુખ અપાર;
પાર વિના ઉપકાર તુજ, મુજપર જગદાધાર. ૨૯
વારવાર વિનતી કરૂં ધાર દિલે દાતાર;
ભવસાગરના સહુ દુખો, ટાળો જગદાધાર. ૩૦

એ રીતે પ્રાર્થના કરી તેણે પરમ દયાળુ પરમેશ્વરનો ઉપકાર માન્યો. આમ અચાનક મેળાપ થયો તેની ખુશાલી માટે તેઓએ સેંકડો ગરીબ ગરબાને અન્નવસ્ત્ર આપ્યાં. અને પરમાત્માનો હજાર વાર ઉપકાર માની બહુ રાત્રી જવાથી સુઈ ગયાં. આ રાત્રી બેશક તેને આનંદની હતી. અચાનક થયેલો આ આનંદ તેને થોડો નહીં હતો. જે સુખની આશા મનુષ્યે છોડેલી, તેજ ફરીવાર પ્રાપ્ત થઈ તેને જ્યારે આનંદ આપેછે; ત્યારે સર્વ મનુષ્યને અથાગ

હર્ષ થાય છે. તે હર્ષની હદ હોતી નથી, તે આનંદનું બ્યાન કરવાને કવી પણ અશક્ત છે, તો આવા અથાગ આનંદનું યથાસ્થિત વર્ણન કરી વાંચનારના હૃદયમાં ઉતારવાના શા આશરા!?!!! આવા અત્યાનંદમાં રાત્રી, વીતીગઇ ને સૂર્ય દેવતાએ પોતાનાં સુવર્ણમય કીરણો પૃથ્વી ઉપર પ્રસરાવ્યાં. તે વખત બંને જણાં ભર નિદ્રામાંથી જાગી ઉઠયાં, ને આવાં સુખ આપનાર પરમાત્માની સ્તુતિ કરી. તેઓએ ચાકર પાસે દાતણ પાણી મંગાવી દાતણ કીધું. રાતથીજ નેમચંદના નેક અંતઃકરણમાં પોતાની પરણીઅત સ્રી ને આ ગામમાં છોડી ગયો હતો તેની શોધ કરવા વિચાર હતો. પરંતુ અત્યાર સુધી કોઇપણ માણસે તેની સ્રી સંબધી કાંઇપણ સમાચાર આપ્યા નહીં. ગામમાં એક શેઠ શિવાય બીજા કોઇને પીછાણતો હતો નહીં. તેથી તેની શોધને અર્થે તે શેઠની દુકાને પ્રથમ જવાનો નીશ્ચય કર્યો. તુરત તે પોતાના ઉતારાથી બાહાર નીકલ્યો, ને ગામના ભોમીયા માણસથી પોતાના અગાઉના શેઠની દુકાનનો પતો મેળવ્યો. જેવો તે દુકાન ઉપર ગયો તેવોજ વિચીક્ષણ મુનીમે તેને ઓળખી કાડયો. ને તેને વિગતવાર સમાચાર પૂછયા, તેને અહીં આવવાનું શા કારણથી થયું તે સંબંધી સવાલ કર્યા. નેમચંદે પોતાની હકીકત તેને અગાઉ કહેલી એટલે આ વખત તેને કહેવાને અ-

ડચણ ધારી નહીં. તેણે પોતાની અગાઉની સ્ત્રી બાબત જે હકીકત મુનીમને અગાઉ વહાણમાં કહેલી તે સ્ત્રી સંબંધી સવાલ પૂછ્યા. મુનીમને તે સ્ત્રી સંબંધી માહીતગારી ન હોવાથી નેમચંદને સંતોષકારક જવાબ મળ્યો નહીં. તરત તે મુનીમ સાથે શેઠ પાસે ગયો, શેઠે તેને ઓળખી સારો આદરસત્કાર કર્યો. થોડી વાર પછી નેમ ચંદ તે શેઠને પૂછ્યું કે, અહીં થોડા વરસ અગાઉ પોતાના પતિથી વિખુટી પડેલી સ્ત્રી આવેલી છે, તે સંબંધી જો આપને કાંઇ માલમ હોય તો કહો. શેઠે કહ્યું, કે અહીંઆં થોડા વરસથી એક સ્ત્રી એક શેઠને ત્યાં કામકાજ કરવાને રહેલી છે. તે બાઇ જાતે વાણીઆણી છે, પરંતુ તે પોતાના પતિથી વિખુટી પડેલી કે વિધવા છે, તે સંબંધી મને કાંઇપણ ખબર નથી. ફકત શેઠે તેને પોતાનાં છોકરાં સાચવવામાટે રાખેલી છે. એવી રીતે સર્વે હકીકત કહીને જે શેઠતે ત્યાં તે સ્ત્રી હતી તેનું નામ ઠામ બતાવી સારો સંતોષ આપ્યો. ઠેકાણા પ્રમાણે તે શેઠને ત્યાં તે આવી પહોંચ્યો. સારા ભાગ્યે તે શેઠ ઘેરજ હતો. તેથી નેમચંદે ચાકર સાથે શેઠને મળવા જવાની રજા શેઠ પાસેથી લઇ આવવા ચાકરને કહ્યું. શેઠે તેને આદરસત્કાર સાથે ચાકરને તેડવા મોકલ્યો. શેઠ પાસે નેમચંદ આવી બેઠો. શેઠે તેને આદરસત્કાર કરી સારૂં માન આપ્યું. ને નમ્રતાથી

પોતાને ઘેર પગલાં કરવાનું કારણ પૂછયું, તથા કાંઇ કામકાજ હોય તો ફરમાવા વિજ્ઞપ્તિ કરી. નેમચંદને અહીં આવવાનું બીજું કાંઇપણ કારણ નહોતું, તેની સાથે વળી ઘણું કામ હતું એમ કહીએ તોપણ ખોટું નહીં હતું; કારણ કે પોતાની વહાલામાં વહાલી સ્ત્રીને શોધવાનું એક ઘણી જરૂરનું કામ હતું. પોતાના ખાસ કામ સંબંધી શેઠને તેણે સમાચાર પૂછયા, તેની સાથે તેનાં છોકરાને સાચવનાર ચાકરો સંબંધી સમાચાર પૂછવાને તે પછાત રહ્યો નહીં. શેઠે સર્વે સવાલના જવાબ ઘટતા આપ્યા. પરંતુ એક જવાબ આપતાં તેના મુખારવિંદ ઉપર દીલગીરી પથરાઈ ગઇ. આથી નેમચંદના મનમાં પણ દીલગીરી ઉત્પન્ન થઇ, ને તેણે શેઠને દીલગીર થવાનું કારણ પૂછયું. શેઠે તેમને કહ્યું કે" થોડા વરસ ઉપર એક વાણીઆની સ્ત્રી પોતાના પતિથી વિખુટી પડેલી તે મને દરવાજા બહાર મળી, તેને હું મારી બેન તરીકે ગણી મારાં છોકરાંઓને સાચવવાસારૂ ઘેર તેડી લાવ્યો હતો. બહુ શોધ કરતાં પણ તેના પતિનો પત્તો લાગ્યો નહીં, એટલે તેણીને મારે ત્યાં રાખેલી છે. આજદિનસુધી તેણે મારાં છોકરાંઓને પોતાનાં ભાંડરૂ બરાબર છાતી ઉપર રાખેલાં છે. પરતું તે કમનશીબ કાન્તા આજ બે વરસ થયાં સખત આજારી છે, હમણાં હમણાંમાં તેને એવો મંદવાડ વધી

ગયો છે, તે નમ્રનારીનો બચાવ થાય તેમ નથી. તે ખરેખર મરવાની અણીપર આવેલી છે. ઘણી દવાઓ અને ઉપાયો કર્યા છતાં પણ તેના શરીરને કરાર થતો નથી. તેના અંતઃકરણનો કોઇ કારી ઘા એવો તો સખત છે કે તે સ્ત્રી બિચારી તેની વેદનાથી અહર્નિશ રીબાય છે. મને પક્કી ખાત્રી છે કે છેવટે તેનો આત્મા થોડા રોજમાં આ ફાની દુનિયામાંથી ચાલ્યો જશે" એમ વાત કરતાં શેઠની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં, ને અંતઃકરણથી અપશોચ કરવા લાગ્યો. નેમચંદ પણ આ વખત ઉદાશ થઇ ગયો. તેમની દીલગીરી બેશક શેઠના કરતાં વધારે હતી; પણ ઉપર જણાવતો નહોતો. તેણે આ હકીકત સાંભળી મનમાં એક સરદહાય મારી; અને શેઠ પાસે તે સ્ત્રીને જોવા બાબતમાં નમ્રતા પૂર્વક વિનતિ કરી. પાસેના દીવાનખાનામાં તે સ્ત્રીનો ખાટલો હતો, ને તે નાજુક નાર પાસે હરદમ બે ચાર ચાકરડીઓ તેની ચાકરી કરવાને રહેતી હતી, તે ધીરજ આપી તેના મંદવાડમાંથી જેમ તે સુખી થાય તેમ કરવાને પ્રયત્ન કરતી હતી. વારંવાર શેઠ શેઠાણી તેની પાસે ધિરજ આપવાને આવતાં, ને આ ભયંકર મંદવાડમાંથી તને થોડા રોજમાં આરામ થશે, એમ ખુબ ધિરજ આપતાં હતાં. પરંતુ તે ડાહી સ્ત્રી પોતાના મનમાં જાણતી હતી, કે આમ પતિથી વિખુટી

પડી જીવવું એ વ્યર્થ છે. એવી હાલતમાં અહર્નિશ તે સ્ત્રી રહેતી. તેથી રોગ ઉપર ઓસડની અસર કંઇપણ થતી નહીં.

શેઠ અને નેમચંદ બંને જણ તે સ્ત્રીના બિછાનાવાળા દિવાનખાનામાં દાખલ થયા. પ્રથમ નેમચંદે તે સ્ત્રી સામી નજર કરી, તો તે સ્ત્રી ભયાનક મંદવાડમાં હતી. કમનશીબવાળો નેમચંદ આ જોઈ ધિરજ ધારી શકયો નહીં. તેની આંખમાંથી આંસુના દોરા છૂટયા, પણ હીંમત ધરી તે સ્ત્રીના બિછાના પાસે ગયો. તે સ્ત્રીને જોતાંજ તે જીવશે એમ તેના મનમાં લાગ્યું નહીં. તેનો આત્મા તેનું દેહરૂપી પીંજર છોડી જવાની તૈયારીમાં હોય એમ લાગતું હતું. પરંતુ તે એક આશારૂપી પાસમાં વીટળાઈ વળેલો હોવાથી તેને દેહ છોડી જવાનું મન થતું નહોતું; તે આશા તેને પોતાના પ્રાણથી પ્યારા પતિની હતી. એકવાર જો તેનો વહાલો પતિ આવી તેની પાસે ઉભો રહે તો તેનો આત્મા હમણાંજ સુખ ચેનમાં સ્વર્ગે ચાલ્યો જાય. પણ ઘણાં વર્ષની વિસ્મૃતીથી પાસે ઉભેલો પોતાનો પ્યારો પતિ નેમચંદ તેને તે ઓળખી શકી નહીં. ને ન ઓળખી શકે તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે ઘણાં વર્ષનો વિયોગ હોવાથી, તથા ઘણા રોજના મંદવાડથી, વિદેશ વાસ કર્યાથી તથા બદલેલા પોશાકથી તેની આ-

ળખવાની શક્તિનો બરોબર ઉપયોગ આ વખત થઇ શક્યો નહીં. તેથી તે પાસે આવેલા પતિને તે બરોબર પીછાની શકી નહીં. નેમચંદ એકી નજરે તેની સામું ટગર ટગર જોઇ રહ્યો. અંતે તેણે તે સ્ત્રીને પૂછ્યું તમને કેમ છે? અને આ ભયાનક મંદવાડ તમને કેટલાક દિવસથી લાગુ પડેલો છે? આ શબ્દ સાંભળતાંજ કુદરતે તેને સ્મૃતિ આપી, ને શુદ્ધિમાં આવી તેથી હલકે સ્વરે તેણે નેમચંદને પોતાનો વિગતવાર હેવાલ કહ્યો. સઘળો હેવાલ સાંભળતાં નેમચંદની આંખમાં આંસુ આવી ગયાં, ને પોતાની ધારેલી આશાઓ બરબાદ ગએલી જોઇ તે છેક રડવા જેવો થઇ ગયો. લાંબી આશાએ નેમચંદ અત્રે આવેલો હતો, પરંતુ જ્યારે જોયું કે તેના દેહમાં આત્મા વધારે વખત ટકે તેમ નથી ત્યારે વધારે દીલગીર થયો. મનુષ્યની ધારેલી આશાઓ હંમેશાં આ રીતેજ નાશ પામે છે. પરમેશ્વરની ધારણા સફળ થાય છે. મનુષ્યનું ધાર્યું કાંઈ કામનું નથી.

## વંશસ્થછંદ.

અરે અવીચાર થકી શું તું બકે,
જુવાનિના જોર મહિ શું તું છકે;
પડ્યું રહે જોર ન કામ આવશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧

તું રોગનો ભોગ થવા ન ઇચ્છતો,
તું નિત્ય રોગ નિરખીજ નાસતો;
તને કદી રોગ અપાર પીડશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૨

ભલા ભલા જન્ન જતા રહ્યા બધા,
અપાર ઉદ્યોગ થકી ન તે બચ્યા;
શું જોર તારૂં પ્રભુ પાસ ચાલશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૩

તું કાળની જાળથિ નિત્ય નાસતો,
ભલા મુવા ભાળિ તું કાય કાંપતો;
શું બીકથી કાળ કદાપિ છોડશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૪

મુવા મહીપાળ અમીર તો ઘણા,
શુરા મુવા તે નહિં દીલ તે ગણ્યા;
કદાપિ કાળ પ્રાણ પળે પડાવશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૫

અતિ અભીલાષ થયા તને મને,
ઘડીકમાં શાહ થવા તણા તને;
તથાપિ તેવો નિત રાંક તું હશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૬

અપાર આંબા અભિલાષના કર્યા,
શિંચીજ આશા જળ તેં ઉછેરિયા;
તથાપિ તેનું ફળ ન ચાખશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૭

અધિક આશા ઉરમાં ધરી સદા,
તજી ન ઉરે થકિ આશ તો કદા;
ફળી ન જાણી દિલ દાહ તો થશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૮

વિદેશમાં આશ ધરી તું વિચર્યો,
અપાર પૈસો કુડથીજ તેં કર્યો;
મને વિચાર્યું કદિં તે ન ખૂટશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૯

તું રાય કે ચોરનિ ધારી બીકને,
સંતાડિ આવ્યો સ્થળ ધારિ ઠીકને;
તથાપિ ત્યાંથી દ્રવ્ય નાશ પામશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૦

ઘડીકમાં આશ ભમેજ ભૂતળે,
ઘડીકમાં વ્યોમ વિશેજ સંચરે;
ઘડીકમાં પાછી નિરાશ થૈ જશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૧

ગણે ઘડી રાય બનું હું દેશનો,
બનું હું હાકેમ બધા પ્રદેશનો;
તથાપિ ધાર્યું ધૂળ ધાણિ થૈ જશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૨

ભરે કરે મનુષ્ય આશ ભૂતળે,
ન આશ ઇચ્છીત જગે કદી ફળે;
પ્રભૂ વિના કો નહિં પાર પડશે,
કદાપિ તારૂં જન ધાર્યું ના થશે. ૧૩

## દોહરો.

ધાર્યું આ ધરણી વિષે, કોનું કદી ન થાય;
મનુષ્ય તણું મિથ્યા થશે, ધરણીધરનું થાય. ૧૪

એ રીતે ઇશ્વરની ધારણા પાસે નેમચંદની ધારણા વ્યર્થ ગઇ. નેમચંદ તે સ્ત્રીને પોતાની વીગતવાર હકીકત રડતે ચહેરે કહી. વળી તે સાથે તે સ્ત્રીને જણાવ્યું કે હું નેમચંદ તારો વ્હાલો ભરથાર એક વાર ફરી વખત સારી હાલતમાં તારી શોધને ખાતર આવ્યો છું. તથા પોતે તે સ્ત્રીને મહાસંકટમાં પોતાની અણુઝાઇથી મેલી તેથી તે બિચારીને મહાસંકટો સોસવા પડયાં, માટે તે ભલી સ્ત્રીની તેણે ખરા દીલથી માફી માગી. આ શબ્દો સાંભળતાંજ તે સ્ત્રી વધારે શુદ્ધિમાં આવી. આ

વખતે મરવાની અણી પર હતી; કારણ કે ઝાઝા દાહાડાનો રોગ હોય ને દરદી સારી રીતે શુદ્ધિમાં એકદમ આવે, તો તેને માટે ઉગરવાની આશા કવચિતજ રાખવામાં આવે છે. તેણે ટટાર થઇ પોતાને ઉઠવું હોય એવી મરજી જણાવી. શેઠે તથા નેમચંદે તેને બિછાનામાં બેશી શકે માટે આસ્તેથી ઝાલી રાખી. થોડી વાર બિછાનામાં બેશી લક્ષપુર્વક તેણે નેમચંદને નિહાળ્યો, અને થોડી વારમાં તેણે કેટલાંક ચિન્હથી તેને પારખી કાઢયો. ને તેને માફી માગતો અટકાવ્યો.

## ભૂજંગી છંદ.

નથી ભૂલ તેમાં તમારી લગાર,
શિરે વિપત્તી એટલી આવનાર;
દુખી ના બનો આવીને આજ કાંઇ,
હશે માંહિ મારે તમારે જુદાઇ. ૧

ધરેલું કદી દ્રવ્ય ચૂકી જવાશે,
ઘણા વર્ષથી વિસ્મૃતી કાંક થાશે;
કરી ક્રોડ ઊપાય શોધો તથાપી,
લખેલું પ્રભૂનું ફરે ના કદાપી. ૨

આ વખત તે બાઇના મનમાં અત્યંત આનંદ પ્રાપ્ત થયો, ને પોતાનો દુખી થએલો ભરથાર ફરી વખ-

ત સુખી સ્થિતિમાં થઇ પોતાની ખબર લેવા આવેલો જોઇ તેના મનમાં બેહદ ખુશાલી પેદા થઈ. તેની મુખમુદ્રાપર દરદ દફે થવાનાં ચિન્હો જોવામાં આવ્યાં. તેથી સઘળાના મનમાં તે જીવશે એવી નવી આશાએ અંકુર ઉત્પન્ન કર્યો; પણ આ આશા ફોગટની હતી. કારણ કે બહુ દિવસના મંદવાડવાળું માણસ એકાએક હુશીઆરીમાં આવી જાય તે તેના આત્માના અંત વખતની ચોક્કસ નિશાની છે. તેની આંખમાં થોડા વખતમાં પ્રેમાશ્રુ ભરાયાં ને પાછી પૂર્વાવસ્થાની પેઠે સુઈ જવાની મરજી દેખાડી. દર્શનનો અભિલાષી આત્મા હવે તેના પીંજરમાં થોડીવાર રહેવાનો હતો, તેણે આંખ મીચી થોડીવાર ઇશ્વર સ્તવન કર્યું ને તેનો અમર આત્મા હમેશને માટે તેની અલ્પ દેહ સાથે વિયોગ કરી પરમ કૃપાળુ પરમાત્માને શરણ જઇ હમેશાંનો આનંદ પામવા ચાલ્યો ગયો. નેમચંદ આ વખત હીંમત ધારી શકયો નહીં. તેણે પોકે પોક રડવા માંડયું. શેઠની આખોમાં પણ આંસુની ધારા ચાલી. ભલી શેઠાણી પણ ધિરજ ધરી શકી નહીં, તેથી રડવા માંડયું. એ રીતે એક સ્ત્રીના મૃત્યુથી નિકટના સંબંધી નેમચંદ સિવાય બીજાં માણસો આટલાં દીલગીર થયાં, આ ઉપરથી વાંચનાર વિચારશે કે આ ભલીએ ભલમનસાઇથી ને સચાઇથી રહી શેઠ વગેરેને સંતોષ આપ્યો

હશે. સર્વે સગાઓ મળી તેને અગ્નિદાહ આપવા સ્મશાન લઇ ગયા. નેમચંદ પોતાને હાથે અગ્નિદાહ દીધો. અને મુડદું બાળી રહ્યા પછી તેઓ ઘર તરફ દીલગીરી સાથે પાછા ફર્યા. નેમચંદનો તેની ઉત્તરક્રિયા સારી કરવાનો વિચાર હતો, તેથી તેણે ખુબ નાણું ખરચી દાડો કર્યો; તથા તે ભલી સ્ત્રીનું નામ કાયમ રાખવા માટે તેણે કાંઇપણ સારૂં કામ કરવાનો નિશ્ચય કર્યો. સર્વાનુમતે એવું ઠર્યું કે એક ધર્મશાળા બાંધવી ને તેમાં સદાવ્રત ચાલુ રહે તેમ કરવું. વળી કેટલાક શ્રાવકોના મનમાં બોડાં ઢોર, કબુતર, ચકલાં વિગેરે રહે એવું કરે એવો વિચાર હતો. પણ આ વખત તેઓ બોલ્યા નહીં. એ સંબંધી વાતચીત કરવાનો વિચાર તેઓએ ધર્મશાળા તૈયાર થાય ત્યાર પછી રાખી સહુ ઉઠીગયા. નેમચંદ ધર્મશાળા બંધાવવાને સંપૂર્ણ પૈસા કાઢ્યા હતા. તેનો વિચાર મોટા પાયાપર ધર્મશાળા બંધાવવાનો હતો. માટે સારા કારીગરોને બોલાવી તેણે પ્રથમથી નકશો ચિતરાવ્યો હતો. ને તે નકશામાં પોતાની મરજી માફક સોઇ રહે એવું મકાન થાય તેમ સલાહ મીસ્ત્રીને આપી. ગામ બહાર તેણે એક જગો વેચાતી લીધી; ને સારૂં મુહૂર્ત જોઈ પાયો ખોદાવવો શીરૂં કર્યો. આ મકાનનું કામ ઓછામાં ઓછું બે વરસ ચાલે તેમ હતું; પણ

તેટલા વખતમાં નેમચંદને પોતાને દેશ જવું પરવડે તેમ નહોતું; કારણ કે જો તે જાય તો અહીંઆં પાછળ કોઇ સંભાળ સારી રાખે નહીં. તેથી તેણે પોતાના બે ચાર વિશ્વાસુ નોકરોને પોતાને મુળ વતનને ગામ મોકલ્યા. તેઓને પુષ્કળ પૈસો આપ્યો ને સારાં મકાન ગામમાંથી મળે તો વેચાતાં લેવાં, નહીંતર નવી જમીન ખરીદી ત્યાં મકાન નવાં કરાવવાં. આ બાબતનો પણ નકશો ચિતરાવી ગુમાસ્તાને આપ્યો હતો. એ રીતે તેણે નોકરોને અગાઉથી રવાના કરી પોતે ત્યાં રહી મકાનની તપાસ રાખતો હતો. બે વરસ ઉપર થોડા દિવસો ગયા એટલે ધર્મશાળાનું કામ પૂરૂં થવા આવ્યું. મન માનતી સગવડ તે ધર્મશાળામાં નેમચંદે રાખી હતી. હવે તે ધર્મશાળાનો ખર્ચ ચલાવવા તથા લોકોને બીજા સુખનેસારૂ તેને બીજી ગોઠવણ કરવાની હતી. આ બધી બાબતનો ખર્ચ ચાલે તેને માટે પુષ્કળ પૈસા વ્યાજે મૂકયા. તથા તેમાંથી શી રીતે દર વરસે ખર્ચ કરવો તે બાબતનો તેને એક ઉપરી નીમવાનો વિચાર હોવાથી તેણે એક દિવસ પોતાને ઉતારે ગામના શેઠ શાહુકારોને ભેગા કર્યા, અને તેઓને નેમચંદે નીચે પ્રમાણે વિનંતી કરી. આ ધર્મશાળા તૈયાર થઇ છે, તેનું વાસ્તુ કરવાનો વિચાર છે, ને તે આવતા કાલે સારો દિવસ છે, માટે કરવું છે. તેમાં

આ પ્રમાણે ગોઠવણ રાખવાની છે. એક ભાગમાં નિરાશ્રીત લોકો કે જેને હાથ પગ તથા આંખો વગેરેથી ઇશ્વરે અપંગ કીધાં છે. જેઓ મહારોગી હોય ને પોતે કાંઇપણ કામ કરી શકતાં ન હોય તેને માટે ખાવા પીવા વગેરેનો તથા તેની ચાકરી બરદાસ્ત લેવાય તે માટે છે. બીજો જેમાં કે વૈધકશાળા કે જેને વૈદું શીખવું હોય તે રહે તથા તેજ ભાગમાં શીખવનાર વૈદ્ય ને રાખવું કે દવાખાનું જેમાં ગરીબ લોકોને વગર પૈસે દવા મળી શકે ને તેઓનો રોગ દુર થાય. ત્રીજા ભાગમાં ગામના છોકરાઓને માટે નિશાળ સ્થાપવી છે. અને ચોથા ભાગમાં આવતા જતા મુસાફરને ઉતરવાનું તથા જેને જમવાની મરજી હોય તેઓને ત્યાં જમાડવા તેને માટે બ્રાહ્મણ રસોઇ કરવા રાખવો જેથી સર્વે કોમના લોકોને ખાવા પીવાની અડચણ પડે નહીં. વળી જે માણસ તે રસોઇઆનું રાંધેલું ન ખાય ને હાથે રાંધી ખાવાની મરજી હોય તેને શીધું મળે. આ રીતે મારે ગોઠવણ કરવાની છે. આવા જન ઉ-ઉપયોગી કામથી વધારે સારૂં છે. વૈદ્યકખાતાનું કામ કે જે ભણે તેને શીખવવાનું તથા દરદિને દવા આપવાનુ કામ હું આ વૃદ્ધ ગોરજી પ્રતાપચંદ્રને સોપવા ધારૂં છું. તેનું ભરણ પોષણ પણ થાય એવો મારે બંદોબસ્ત કરવો છે. આ બધાં કામ થવા માટે હું ચાળીશ હજાર

રૂપિઆ કાઢવાને તૈયાર છું ને રૂપિઆ ગામના વ્યાપારીની મારફત વ્યાજે મુકવાના છે. અને તેના વ્યાજમાંથી ખરચ કરવા હું આ રાજપાળ[1] શેઠને ઉપરી તરીકે નીમું છું આ રીતે નેમચંદે કહ્યું; ત્યાર બાદ બે ચાર બેઠેલા શ્રાવકોમાંથી એક જણ બોલી ઉઠયો કે, શેઠ આપે જે ધર્મ શાળા કરવી ને તેમાં શી ગોઠવણ કરવી તે વિશે જણાવ્યું, પણ અમારા ધારવા પ્રમાણે ખોડાં ઢોર, ચકલાં, કબુતર વિગેરેને રાખવાનું થાય તો સારૂં. કારણ કે આપણો શ્રાવકોનો ધર્મ છે કે જીવનું પાલન કરવું તો આપ જીવદયા પ્રતીપાળ કહેવાઓ માટે તેમાં એ બંદોબસ્ત થાય તો સારૂં. માણસને તો વાચા છે, એટલે ગમે ત્યાં જઈને માગી ખાશે, વળી માણસને હાથે પાપ પણ વધારે થાય છે. કોઇ માણસને આપણે ખાવા પીવાનું આપ્યું હોય તે જઇને કાંઇ ખોટું કર્મ કરે તો આપણને પાપ લાગે છે. માટે માણસ કરતાં બીજા જીવનું પાલન કરવુંએ ઉત્તમ છે. માહાજનીયા સાંઢડા તથા બોકડા વગેરે બહુ દુઃખ પામે છે. તેઓ ચોમાસામાં ને શીયાળામાં વરસાદ તથા ટાઢથી મરી જાય છે, તેઓને રહેવાને માટે મકાન નથી. માટે આપનું જે કામ છે તેમાં ખોડાં ઢોરના તથાં બીજા જનાવરોને રહેવાનું થાય તો બહુ સારૂં કહેવાય. આ-

---

૧ જ્યાં નેમચંદની આગલી સ્ત્રી હતી તે શેઠને.

ટલું કહેતાંજ પડખે બેઠેલા શ્રાવકો હાજીહા કરવા મંડી ગયા. સઘળાએ પૂરાવો અગાઉ બોલેલા માણસના લાભમાં આપ્યો. પરંતુ નેમચંદ તો બહુશ્રુત ને શાંત મનનો માણસ હોવાથી તેણે એક ચિત્તે સઘળી બીના જાણી લીધી. ત્યારબાદ તેણે પોતાનું બોલવું શરૂ કર્યું. તે બોલવું એવી નમ્રવાણીમાં હતું કે સાંભળનારનું મન મોહિત થતું ને માઠું લાગતું નહીં. નેમચંદ બોલ્યો. શેઠ સાહુકારો તથા બીજા લોકોને મારી નમ્ર વિનંતીછે કે જે આ નિરાશ્રીત સ્થાન બંધાવ્યું છે, તો તેના નામ પ્રમાણેજ તેનો ઉપયોગ થવો જોઈએ. તમારૂં બોલવું હું માન્ય કરી શકતો નથી; કારણ કે દુનિઆ ઉપરના બધા આત્મા કરતાં માણસનો આત્મા ઉત્તમ છે. માણસ ઉપર દયા કરવી તેજ ખરી દયા છે, તેને દાન આપવું તેજ ખરૂં દાન છે, તેના ઉપર ઉપકાર કરવો તેજ ખરો પરોપકાર છે, ને તેને બચાવવાને જીવ આપવો તેજ ખરે ઉદારતા છે. આંકેલા સાંઢડા, બોકડા વગેરે પાળવાથી કાંઈ ફાયદો થતો નથી. આંકેલા સાંઢડા રસ્તામાં રઝળી લોકોના જાન માલને નુકશાન કરે છે. બે સાંઢડા બાઝતા હોય તેમાં કોઇ માણસ વચ્ચે આવી જાય તો વખતે મરી જાય છે. આમ માણસ મરી જાય તેથી શું પાપ લાગતું નથી ? લોકોના ખેતર વાડી વગેરેમાં જઈ મોહોલનું

સત્યાનાશ વાળી નાંખે છે, તમામ વાવેલું અનાજ ખાઇ જાય છે, ને બાકીનું ખુંદીને બગાડી નાંખે છે. આથી બિચારા ખેડુતો વજે ભરતા હોય તેનો આત્મા કેટલો બળતો હશે? શું આ પાપ તે સાંઢડાનું પાલન કરનાર મહાજનને નથી લાગતું? બોકડા વગેરે બીજા જનાવરો બજારમાં વખતે આથડે છે, વેપારી લોકોના દાણાદુણી વગેરે દુકાનપર પડયું હોય તે ખાઇ જાય છે, તેથી બિચારા વેપારી કંટાળી જાય છે, તોપણ મહાજનની બીકથી તેને મારી શકતા નથી ને પોતાના મનમાં બળીને બેશી રહેવું પડે છે. શું આવા લોકોની આંતરડી બળે તે પાપ મહાજનને નથી લાગતું? આવા લાગતાં પાપોનો વિચાર આ વખતના અધમ થઈ ગએલા માહાજનના મનમાં આવતો નથી. તેઓ પોતાના ધર્મની આજ્ઞાને અનુસરી ચાલનારા નથી. માણસને વાચા છે, પોતાના દુ:ખનો ચિતાર બીજાના મનમાં ઉતારી શકે છે માટે તે જીવ નહીંજ આવી રીતે બોલનાર માણસ ઇશ્વરની નજરમાં પક્કો ગુનેહગાર છે. નાના જીવડાને બચાવવા, જુ, માંકડ, ચાંચડ, મચ્છર, વગેરે એકાદ પ્રાણી મરી જાય તેને માટે ઉદાસ થવું ને માણસને હરકત થાય તો કાંઇ ઈલાજ ન કરવો, દુકાળના વખતમાં કાગડા, કુતરા, બોકડા, સાંઢડા વગેરેનું પાલન કરી તેઓને મસ્તાન બ-

નાવવા અને આપણા જાતીભાઇ મનુષ્ય ભુખે ટળવળીને મરણ પામે તો પણ તેના તરફ અનાદરથી જોવું, કુતરા, બિલાડાનો જીવ જતો હોય તો ગમે તે પ્રકારેથી મેહેનત કરી તેને બચાવવો, સાપ કુવામાં પડી ગયો હોય તો બે ચાર શ્રાવકોએ તેને કાઢવા જવો, દોરડાને સુંડલો બાંધીને કૂવામાં પડેલા આ ઘાતકી પ્રાણીને બચાવવું ને મનુષ્યનો આત્મા બચાવવા તરફ બેપરવા રહેવું આ હાલના શ્રાવકોની દયાવૃત્તિ! હાલના શ્રાવકો શાસ્ત્રની દયા વૃત્તિનો ગેર ઉપયોગ કરે છે! મેશ્રીઓ ચેષ્ટામાં કહે છે, કે શ્રાવકો નાના જીવને પાળે ને મોટા જીવને મારે એ કાંઇ ખોટું નથી. આ કહેવત તમારા બોલવા ઉપરથી સિદ્ધ થાય છે. બળી એ તમારી દયાવૃત્તિ! કાગડા, કૂતરાને ઉગારવાને મેં આ કામનો આરંભ કર્યો નથી. કીડીને દરે લોટ મુકીને મારે માણસ ઉપર અનાદરની નજરથી જોવું નથી. કબુતર, ચકલાં વગેરે કરતાં માણસોનો આત્મા મને બહુ ઉત્તમ લાગે છે. તમારી પાપી દયા વૃત્તિને હું કદી પણ ઉત્તેજન આપનારો નથી. મારો પૈસો માણસના ઉપયોગમાં આવશે. પશુના ઉપયોગમાં આવે એવો મારો પૈસો હરામનો નથી. ઉપરથી દયાવૃત્તિ ને મનમાં શ્રાવકોના જેવી કઠોરતા મારા દિલમાં નથી. માણસ જો હશે તો હજારો પ્રાણી થશે.

પણ દુનિઆ ઉપરથી માણસ નાશ પમાડી પ્રાણીને રાખવાથી માણસ ઉત્પન્ન થશે નહીં. માટે માણસનો આત્મા સર્વે આત્મામાં શ્રેષ્ઠ છે. માટે મારી ધારણામાં હું કદી પણ ફેરફાર કરવાનો નથી. મારૂં બંધાવેલું મકાન નિરાશ્રીત લોકોને માટે છે ને અનામત મુકેલા રૂપિઆનું વ્યાજ પણ તેના ઉપયોગમાંજ વાપરવાનું છે. આ રીતે કહી તેણે રાજપાળ શેઠ તથા બીજા બે ચાર સારા વેવેપારીઓ શ્રાવક છતાં ખરી દયા વૃત્તિમાં સમજતા હતા, તેની મારફત રૂપિઆ વ્યાજે મૂકાવ્યા. સહુથી ઉપરી રાજપાળશેઠને નીમ્યા. તેની મંજુરી શિવાય ખરચ થઇ શકે નહીં. આ કામનો હીસાબ રાખવાને સારા બે ગુમાસ્તા રાખવા તે બાબતની ભળામણ તેણે આ શેઠને કરી. વળી વધારે એ જણાવ્યું કે આ કામનો ચોખો હીસાબ મને ત્રણ ત્રણ મહીને એક વાર મળવો જોઇએ, તથા વરસ દિવસે સામટો હિસાબ એક સાથે લખી મોકલવો. વગેરે બીજો કેટલોક બંદોબસ્ત કરી, બેઠેલા સજ્જનોને માટે જમવાનું તૈયાર હતું, તેથી જમવા ઉઠયા. ત્યાર બાદ પાનસોપારી ખાઇ સર્વે પોત પોતાના ઘર તરફ રવાના થયા. નેમચંદને બહુ વખત આ કામમાં રોકાવું પડયું હતું, તેથી કંટાળી ગયો હતો. કારણ તેના વાણોતર જે તેણે અગાઉથી અમદાવાદમાં ઘર લેવાને મોકલ્યા

હતા, તેના કાગળો ઉપરાઉપર આવતા હતા. માટે બીજે દિવસે કુચ કરવાનો વિચાર હતો. તેથી પોતાનો તમામ સરસામાન સંભાળીને ચાકરો ગાડાંઓમાં ભરે, માટે તેમની તપાસ રાખવા માટે ગયો. સરસામાન વગેરે ભરી રહ્યા પછી તેણે બીજે દિવસે ચાલવાનું નક્કી કર્યું. ગામમાંથી રાજપાળશેઠ મારફત વિશ્વાસુ વળાવીઆ પણ સાથે લઇ લીધા, તેથી રસ્તાની હરકતો દુર થઇ. ચાલતાં ચાલતાં એક બે માસે તે એક ગામને દરવાજે આવ્યા ને ત્યાં દેરા તંબુ ખડા કરીને ઉતારો કર્યો, પોતાનાં માણસને સરસામાન લેવા માટે ગામમાં મોકલ્યા. ગામના વ્યાપારીને ખબર થતાં તેઓ મળવાને આવ્યાં. થોડી રાત ગઇ નહોતી એટલામાં એક ગામનો વૃદ્ધ માણસ નેમચંદના પગમાં આવીને પડયો. ને કહેવા લાગ્યો કે આપ આપના તમામ માણસો સહિત મારે ત્યાં જમવાને ચાલો. આ માણસ કોણ હતો ને વાંચનાર પ્રથમથી અટકળી શકશે નહીં પણ તે માણસ નેમચંદનો સસરો હતો કે જ્યાં નેમચંદ જાવે જવા અગાઉ એક આંટો આવી બે ચાર રાત્રી રોકાઇ ગયો હતો. તેણે આવીને પ્રથમ બહુ આગ્રહ કર્યો પણ નેમચંદે માન્યું નહીં. તેમને ધિરજ આપી પાસે બેસારી બધી વાત કહી બતાવી. તેની દિકરીના મૃત્યુની વાત તેનો કહીને સ્નાન કરાવ્યું. નેમચંદ તેને ધિરજ આપી

ભવિષ્યમાં હતું તે પ્રમાણે થયું એમ સમજાવ્યો; વળી તેનું નામ કાયમ રાખવા જે લોકોપયોગી કાર્ય કર્યું હતું તેનું વર્ણન કહી બતાવ્યું. આ રીતે વાતચીત કરતાં રાત અરધી જવા આવી. ચાકર લોકોએ જમવાને વાસ્તે ઉઠો રસોઇ તયાર થઇ છે એમ કહ્યું. આ વખત નેમચંદના સાસરીઆ તરફનાં ઘણાં માણસો અહીં આવ્યાં હતાં. સર્વે જણાંએ મળીને નેમચંદને જમવાનો બહુ આગ્રહ કર્યો તેથી પોતાના માણસો શિવાય એકલો તેને ત્યાં જમવાને ગયો. નેમચંદને જમતાં જમતાં માલમ પડ્યું કે આ માણસો છેક ગરીબ અવસ્થામાં આવી ગયાં છે. તેઓ માંડમાંડ પેટનું પૂરૂં કરતાં હોય એમ નેમચંદને ભાસ્યું. તે છતાં તે જમતી વખત કાંઇપણ બોલ્યા ચાલ્યા શિવાય બેશી રહ્યો. જમીને તે તંબુએ આવ્યો ને બીજે દિવસે સવારમાં તે રવાના થયો. સર્વે સાસરીઆં તથા ગામના સારાસારા માણસો તેને વળાવવા છેટે સુધી આવ્યા. સર્વેને નેમચંદ પાછા વળવાની આજ્ઞા કરીને એક શેઠને તેણે કાંઇ ખાનગી કામ સારૂં રાખ્યા. નેમચંદનો સસરો વળાવી ઘરે આવ્યો. તેના મનમાં તરેહવાર વિચાર થવા લાગ્યા. આપણી દિકરી ગઈ એટલે આપણું સરવસ્વ ગયું. દિકરી હતતો આજ આ અવસ્થામાં આપણે જમાઇ પાસેથી કાંઈક મદદ પણ

માંગત. તેણે તો ગરીબી જોઇ કાંઇ આપવાની પણ ઉદારતા દેખાડી નહીં. પણ ભૂલ્યો હું એમ વિચાર કરૂં છું મેં તેના દુઃખી વખતમાં મારી સારી હાલત છતાં પણ તેને આશ્રય આપ્યો નહોતો, તો તે આજ મારો ભાવ પણ શાને પૂછે. ? આમ વિચાર કરે છે તેવામાં એક ગામના શેઠનો મુનીમ આવ્યો ને તેણે એક હુંડી-નો કટકો બતાવી તેમાં સહી કરી આપવાનું કહ્યું. તેણે સહી કરી આપી કે તુરત તેણે પાંચ હજાર રૂપિઆ તેને ગણી દીધા. પેલા વાણીયાને તેણે પુછ્યું. ભાઇ આ રૂપિ-આ શેના ? મને કેમ આપો છો ! મારે આટલા બધા રૂપિઆ ન જોઇએ. તેણે કહ્યું મારા શેઠ ઉપર તમારા નામની નનામી હુંડી આવી, તેથી તમને તે રૂપિઆ આપવાના હતા; તેનું બરોબર નામ હુંડીમાં નહોતું એટલે મને ખબર નથી. એમ કહી તે ચાલતો થયો.

આ રૂપિઆ મોકલનાર કોણ હશે ? એમ વાંચ-નાર દરેકને થયા શિવાય નહીં રહે. પણ તે રૂપિઆ મોકલનાર નેમચંદ તેનો જમાત્ર હતો. જે શેઠને તેણે રોકયા હતા તેને રૂપિઆ ગણી આપ્યા. ને પોતાના સસરાને આપવાનું કહ્યું. ને તેની પોહોંચ લેવા માંટે તે-ણે પોતાના એક ચાકરને શેઠની સાથે મોકલ્યો હતો. સાબાશ છે નેમચંદ તારી ઉદાતાને ! ખરી ઉદારતા વા-

પરનાર તુંજ છો ! મુરખ શ્રાવકો નાનાં પ્રાણીને બચાવી મનુષ્ય ઉપર જુલમ ગુજારે છે, ને છેવટે તે "રૌરવ" નર્કમાં જઇને પડે છે, તેના કરતાં તું હજાર બલકે લાખ દરજ્જે સારો. તારી અવદશાના વખતમાં તને આશ્રય નહોતો મળ્યો, પણ તે ભૂલી જઇને તે પર આશ્રય આપ્યો. તેજ તારા મોટા મનની નીશાની છે.

પોતાનો વાણોતર પહોંચ લઇને થોડે છેટે ભેળો થયો, તેથી સરવેને આનંદ થયો. નેમચંદે ચાલવાને તાકીદી કરી. તેઓ થોડા રોજમાં પોતાના ગામને પાદર આવી પહોંચ્યા. જે ગામમાંથી સંપુર્ણ દુઃખી થઇ અનાજના સાંસાથી ગામ છોડેલું તેજ ગામમાં પાછું લક્ષાધિપતિ થઇ દાખલ થવું એથી નેમચંદના મનમાં કેટલો આનંદ થયો હશે. તેના વાણોતરે ઘર લઇ રાખ્યાં હતાં તેમાં જઇ રહ્યા. બીજે દિવસે તેને સગાંવહાલાં મળવાને આવ્યાં. નેમચંદને સારી હાલતમાં મળવાથી સરવેને અતિશય આનંદ થયો. નેમચંદ પણ સરસાઇથી પોતાના (વતનમાં) ગામમાં પાછો આવ્યાથી વધારે મગ્ન થવા લાગ્યો, ને તે પછીના દિવસો તેણે સુખચેનમાં નિર્ગમન કર્યા. **તથાસ્તુ.**

---

**સમાપ્ત.**

---

# आश्रय पत्र.

## પ્રથમથી ગ્રાહક થએલા સદ્દગૃહસ્થોનાં નામ.

ખુદાવંદ ખુદાએગાન ફેજદક્ષ નવાબશ્રી ૭ બાહાદુરખાનજી... ૨૦
મીરજાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઈબાહાદુર ... ... ૩૦
મે. સાહેબજાદા સુલતાન મહમદખાનજી શેહેરખાનજી બાબી ૧૦
રાવબાહાદુર હરિદાસ વિહારિદાસ જુનાગઢ દિવાન... ... ૧૫
રા. રા. આચાર્ય વલ્લભજી હરિદત્ત સૌરાષ્ટ્ર દર્પણના સેક્રેટેરી... ૫
રા. રા. ગણપતરાય મયાશંકર.. ઘોડા બી. એ. ... .. ૫
રા. રા. ભુપતરાય ત્રીકમજી ... ... ... ... ... ૫
રા. ઠ. નાગજી કરશનજી બુકબાઈન્ડર... ... ... ... ૫
રા. દીવાન બાહાદુર મણીભાઈ જસભાઈ ... ... ... ૪
રાઓળ શ્રી મોતીભાઈ અખેરાજજી દરબાર સાહેબ ... ૪

## "ત્રણ પ્રતનાં ગ્રાહક."

રા. રા. ઈશ્વિરલાલ અંમરજી કચ્છી આ.ખા. કાર્યભારી ... ૩
રા. રા. પા! તુલશીદાસ કરશનદાસ ... ... ... ... ૩
રા. રા. વોરા પ્રાણશંકર કલ્યાણજી દી. કૉ. કલાર્ક... ... ૩
રા. રા. ત્રીભોવનદાસ વિ! તુલશીદાસ વકીલ ... ... ૩

## " બે પ્રતનાં ગ્રહાકો."

રા. ઠકર પ્રેમજી ગોવર્ધન બુકબાઇન્ડર... ... ... ... ૨
રા. જેશંકર આણંદજી ત્રીપાઠી... ... ... ... ... ૨
રા. ભજનુંરામ શંકર જડીયા ... ... ... ... ... ૨
રા. પ્રાણજીવન ઓધવજી... ... ... ... ... ... ૨
રા. ત્રવાડી જટાશંકર લીલાધર, શ્રીમાળી શુભેચ્છકના
સેક્રેટરી સાહેબ ... ... ... ... ... ... ૨
રા. દવે રેવાશંકર દયારામ ... ... ... ... ... ૨
રા. ઓઝા બલવંતરાય વિ. આણંદરાય ન્યાય કોર્ટના શીરસ્તેદાર ૨
રા. રા. સુંદરજી મેઘજી તા. સુ. માસ્તર ... ... ... ૨
રા. મેતા જાદવરાય લીલાધરદાસ બુચ ... ... ... ૨
રા. છગનલાલ કાળીદાસ દિવાન... ... ... ... ... ૨
રા. અમરતરાય વિ. ગીરજાશંકર ઝાલા ... ... ... ૨
રા. મી. કરશાનદાસ હીરાચંદ ... ... ... ... ... ૨

## " અકેકી પ્રતનાં ગ્રાહકો. "

રા. વોરા જટાશંકર હરજીવન બાહાદુર લાઇબ્રેરીના સેક્રેટરી. રા. રા. વ્યાસ ઉમીયાશંકર રાઘવજી.—સ્કોલર ઘેલારામ રઘુરામ રા. રા. હરિપ્રસાદ લક્ષ્મીશંકર.—રા. રા. માધવલાલ આણંદલાલ મેતા.—રા. રા. ત્રવાડી પ્રભાશંકર નરભેદાસ–રા. સુકલ ભાણશંકર વી. રણછોડજી પા. જગજીવન જી ૧રાજ—રા. ત્રવાડી પ્રાણશંકર પીતામ્બર રા. મુનશી અબદુલકરીમ અબદુલમહમદ.—રા, ઠા. લક્ષ્મીદાસ ઘેલા.—રા. આણંદજી જયરામ. —રા. પ્રભુશંકર વિ.

નારણજી વોરા.—રા. નથુ ઘેલા પટેલ.—રા. દવે ગોકળ વિ. જુઠા. માણેકચંદ જગજીવન.—રા. ગુસાઇ મોતીગર શંભુગર. રા. શંઘવી નીહાલચંદ વિ. નારણજી,—રા. ઠકર ગોવીંદજી બેચર—રા. પારખ ત્રંબકલાલ નથુભાઇ.—રા. પ્રોત મગનલાલ ભગવાનજી.—રા. સોની વનમાળી ગોપાલજી.—શા. કરશનદાશ ખુબચંદ.—રા. પા. ચીમનલાલ મોતીલાલ.—રા. ભટ્ટ હીરાલાલ નરોત્તમદાસ.—રા. ભાયાણી વનમાળી કેશવજી.—રા. દો. પરભુદાસ ભગવાનદાસ.—રા. દ્વારકાંદાસ રણછોડજી કોઠારી.—શેઠ નશરવાનજી હોરમજશા.—રા. પીતાંબર રણછોડજી ઓઝા.—ત્રવાડી ઇશ્વરલાલ હરજીવન.—દવે ગૌરીશંકર કાશીરામ. રા. જટાશંકર ત્રીભોવન ઓઝા.—રા. પ્રીતમલાલ જુગતરાય. રા. કલ્યાણજી રેવાશંકર ઓઝા.—દવે ઉમીયાશંકર કલ્યાણજી. રા. રામકૃષ્ણ આણંદજી.—રા. વલ્લભજી જેઠા.—રા. હેમરાજ વિ. શ્યામજી ઠકર.—રા. સાકરલાલ દલપતરામ.—રા.સાકરલાલ રતીલાલ—કોઠારી હરિલાલ વિ. ચત્રભૂજ.—રા. ભગવાન પુંજાભાઇ. રા. દોલતરાય વિ. શ્યામજી.—વોરા માનશંકર લક્ષ્મીશંકર. મેહેતા મોતીલાલ પુરૂષોત્તમદાસ—રા. વામનરાવ સદાસિવરાવ મેતા લાભશંકર મનસુખરામ.—ઠકર જીવણ વિ. જુઠાભાઇ. પટેલ છગનલાલ વિ. દેવીદાસ.—ડાકટર બાબાજી જયરામ. રા. કંસારા વીઠલ વનમાળીદાસ.—રા. વ્રજલાલ ઓધવજી. રા. લલ્લુભાઇ કુબેરદાસ.—રા. ભગવાનજી રઘુભાઇ.—રા.ઝવેરચંદ લીલાધર મહાલકારી કારકુન.—રા. મુળચંદ વિ. દેવજી. રા. ભગવાનજી વિ. હીરજી.—મેતાજી કાનજી વિ. અંબારામ.

જોશીજેશંકર લાલજી.—ત્રવાડી દેવશંકર આણંદજી ન્યા. કો. કારકુન.—રા. પારખ છોટમલાલ વિ. મુળજી ન્યા. કો. કારકુન. રા. રા. શવાઈલાલ વિ. કરૂણાશંકર નીગાળા ટપાદાર.—રા. દયાળજી ડાહ્યાભાઈ વહીવાકોર્ટના શીરસ્તેદાર.—રા. રા. મેતા મણીશંકર જટાશંકર.—રા. રા. ઠકર પ્રાગજી ભવાન.—રા. રા. વીપ્રદયાશંકર જયશંકર.—રા. રા. બ્રહ્મક્ષત્રી વશરામ કરશનજી. રા. રા. રામલાલ નરભેરામ.—રા. રા. તુલશીદાસ જુનાગઢ સબ પોસ્ટ માસ્તર.—રા. રા. શંઘવી નેણશી કચરા. રા. રા. પા. મોતીચંદ અભયચંદ—રા. રા. ઠકર ગોવીંદજી રતનજી.—પા. ત્રીકમદાસ વલભજી.—રા. રા. મં ફુલચંદ જગજીવન.—રા. રા. માં. જાદવજી રતનજી.—રા. રા. માં. જગજીવન મુરારજી.—રા. રા. મં. દામોદર જસરાજ.—રા. રા. ઠકર જગજીવન વહાલજી.—રા. રા. મણીભાઈ વિ. સારંગધર.—રા. રા. ઠકર મોહોનજી પ્રેમજી.—રા. રા. સૈયદ અબ્દલ રજાક હબીબમીયાં રા. રા. ભાટીયા ઠાકરશી શંકરદાસ.—રા. રા. મા. હરજીવન વલભજી.—રા. રા. સોની દામોદર મુરારજી.—રા. રા. નૌત્તમલાલ વિ લાધારામ.—રા. મેતા સમરથપ્રસાદ રામજી.—રા. રા. નંદશંકર પ્રભાશંકર.—રા. રા. જયાપ્રસાદ નરસિંહપ્રસાદ.—રા. રા. માં રૂગનાથજી પ્રેમજી.—રા. વીપ્ર બેચરલાલ ઝીણારામ રા. રા. ઠકર ભીમજી મંગલજી.—દોશીત કરમચંદ ન્યાલચદ. રા. વીપ્ર પ્રભુલાલ પ્રાણજીવન.—રા. રા. માં ઓધવજી આણંદજી.—રા. જોશી હરિદત્ત કાશીનાથ.—રા. રા. ઠ. નાનજી જુઠા.—રા. મુનશી અબ્દલકરિમ અલીમહમદ.—રા. મેતા મહાસુખ

આણંદજી.—રા. ભટ્ટ હરિદાસ રૂગનાથજી.—રા. રા. કલ્યાણ
રાય વ્રજરાય. વૈષ્ણવ.—રા. રા. જેશુખલાલ વિ પરમાણંદદાસ
રા. ઠક્કર મયારામ દેવકરશન.—રા. ત્રિપાઠી કેશવજી લાલજી.
રા. રા. ધારકં મોતિલાલ હાલજી. રા. રા. ઠ. જેઠાલાલ
ખીમજી,—રા. શા. તારાચંદ જેચંદ.—વીપ્ર જમનાદાસ સંપતિ
રામ.—મી. એચ. એલ. એન.—પા. હરજીવનદાસ મનમોહનદા
સ.—રા. પારખ વલ્લભજી લક્ષ્મીચંદ.—મેતા મુગટરાય માધવરા
ય.—રા. સુતાર કુરજી નથુ.—રા. મેતા પ્રભાશંકર ફુલશંકર.
રા. વોરાલક્ષ્મીશંકર જટાશંકર.—રા. રા. મેતા મનસુખરાય
ભગવાનદાસ.—રા. રા. મા હરખચંદ જેચંદ.—રા. માં લાધારાવ-
ચંદ.—શાહ ત્રીભોવનદાસ મોતીચંદ.—શેઠ જીવણ લક્ષ્મીચંદ.
મેતા ભુપતરાય નીહાલચંદ.—રા. મ. ભગવાનદાસ જગજીવન.
ગાંધી મોતીચંદ વંદરાવન.—શુતાર કેશવ લાલા —રા. મ.
લીલાધર તુલશોદાસ.—રા. પટેલ ગોવિંદજી હીરા.—રા. મુનશી
અબ્દલરહીમ બાવામીયાં.—મેતા ઝવેરીલાલ પ્રભુલાલ.
રા. મેતા નરસિંહપ્રસાદ ગોવીંદરાય.—દેસાઇ ત્રીભોવન ગીરધર
રા. રા. જોશી મોહનલાલ આણંદજી.—રા. મેતા પીતમલાલ
ત્રીકમલાલ.—રા. રા. શ્રીરંગધર વી. મુલશંકર માંકડ.—રા. દેસાઇ
અંબાશંકર લક્ષ્મિદાસ.—રા. મેતા હેમતલાલ વિ ચમનરાય.
રા. કેસવલાલ સુંદરજી.—મી જગજીવન પુરૂષોતમ.—મી જગ
જીવન માવજી ઠકર.—રા. ચતુરભુજ રણછોડ ગાંધી.—મી.
માણેકચંદ પાનાચંદ રા. માણેકલાલ હરિદાસ નાજર.—રા.
સોની લખમીચંદ ડોસા.—રા. સોની નેમચંદ મોરારજી.—રા.

ગોરધન મોહોનજી.—માલી પેચર આણંદ કંપાઉન્ડર.—રા. મુનશી પ્રભુલાલ નંદલાલ.—રા. મેતા છગનરાય ભુપતરાય. રા. વલભરાય જાદવરાય મજમુદાર.—રા. અમ્રતરાય ત્રીકમરાય. રા. સૈયદ કાલુમીયાં સરિફ્મીયાં.—રા. રા. મી. મોતીચંદ પાનાચંદ.—ઠા. કેશવજી શ્યામજી.—રા. મેતા કલ્યાણરાય દુલેરાય.—વીપ્રદયાશંકર જેશંકર.—શેઠ હરિદાસ લાલજી-વૈદ્ય લુવાર શવજી પ્રેમજી.—રા. ઠ હરિદાસ દામજી તા. સ્કુલ મેહેતાજી.—શા. મગનલાલ દીપચંદ.—રા. ઠ. વજલદાસ મુલજી.—રા. ખોજા નુરમામદ ખીમજી-મી નરશીદાસ કરશનદાસ.—રા. મી કેશવજી ધરમશી શાહ.—રા. મેતા છેલશંકર શિવપ્રસાદ.—રા. રા. ત્રીકમરાય ઉદયશંકર એજનસી વકીલ.—રા. ગોવર્ધનદાસ ઈંદરજી વૈદ્ય. પ્રીંટર.—રા. વીપ્ર નરભેરામ ગગજી.—રા. ભાવસાર ખુશાલચંદ દામજી.—રા. મંગળપ્રસાદ વિ દુર્ગાપ્રસાદ.—રા. સદાશંકર નીહાલચંદ.—રા, રા. વકીલ જગજીવન જીવરાજ.—રા. પઢોયાર નારણજી ઉમીયાશંકર.—ઠ. વાલજી નાનજી.—રા. આચાર્ય જટાશંકર ધનજીભાઈ જુ. તાર માસ્તર.—મે. છગનલાલ દુર્ગાદાસ.—રા. વીપ્ર હરીશંકર વસંતરામ.—રા. અનતરાય રમાશંકર.—રા. જોશી યમનાંદત્ત વલ્લભજી.—રા. કડીયા મધા નારણ મેતા જયાશંકર જટાશંકરજી કાર,—રા. છગનરાય વિ જાદવરાય. રા. હરિરાય વિ બાપુભાઈ વૈષ્ણાવ. રા. મ. પોપટ કસળચંદ ઇજનીયરના કારકુન.—રા. મુનશો પ્રતાપરાય બલવંતરાય. રા. રા. માસ્તર ભુપતરાય દયાળદાસ.—રા. ચંપકરાય ત્રીકમરાય મજમુદાર.—રા. મેતા હીરાચંદ લેહેરાભાઈ.—રા. શિવલાલ

મુલજી.—મે નંદલાલ પીતાંબર.—રા. મેતા પરસોતમરાય શિવપ્રસાદ.—રા. ભુપતરાય રંગીલદાસ.—રા. નવરંગરાય છેલશંકર. રા. નાનચંદ વનમાળી જુ. રે. ઇ. શી.—રા. મી. નારાયણરાવ સરવેયર જુ. રે.

---

## સુચના

આ ચોપડીનાં કેટલાંક ગ્રાહકોએ પ્રથમ નામ ભરી તેમના રચનાર તરફ મોકલેલાં છે, તે સાહેબોએ આ બુકનું લવાજમ પ્રસિધ કર્ત્તાને મોકલાવી આપવું. આવી જુજ રકમને માટે ઉઘરાણીના પત્રો લખવાની અમને તસદિ આપશે નહિ, એવી આશા રાખવામાં આવેછે.

આ બુકનાં પ્રુફ તપાસવાનું કામ અમોએ રાખેલ પરતું નજરચુક થવાથી કોઈ જગોએ ભુલ રહેલી માલમ પડે, તો ત્યાં સુધારીને વાંચવાની તસ્દિ લેશોજી. એજ. વિનંતિ.

પ્રસિદ્ધ કર્તા

# જાહેર ખબર

આ બુક નીચે લખેલે ઠેકાણેથી મળસે. કીમત આઠ આના પોસ્ટેજ અરધો આનો.

**જુનાગઢ.**—પ્રસીદ્ધ કર્તા પાસેથી.

" સૌરાષ્ટ્ર જ્ઞાન પ્રસારક આશ્રમેથી

**મુંબઈ.**—ડા. દામોદર રતનસી સામાણી પાસેથી ઠે. કાલકાદેવી નં. ૨૭

**ધોરાજી.**—ગાંધી ચતરભુજ રણછોડ. ઠે. ખારા ખાપા.

**અમદાવાદ.**—શા. કસ્તુર વીરચંદ વંદાની હવેલી.

**કરાંચી.**—દામોદર હરજીવન પાસેથી.

**ભાવનગર**—શા. માણેકચંદ ભાનાચંદ પાસેથી ઠે. પીતાંમ્બર વસ્તાનું કારખાનું.

**નવાનગર.**—શા. દુર્લભદાસ સ્યામજી પ્રેસ.

**લીંબડી.**—સુબોધપ્રકાશના મેનેજર પાસેથી.

**સુરત.**—શા. કરશનદાસ નારણદાસ પાસેથી.

**મોરબી.**—ઓઝા વાઘજી આશારામ પાસેથી.

આ સીવાય ઘણીએક જાતની બુકો તથા કેટલોક સામાન પણ અમારા પાસેથી મળશે અને તેની કીમત પણ વાજબી લેવામા આવશે. જેમને જોઈએ તેણે અમને લખવું.

જુનાગઢ બજાર પ્રસીદ્ધ કર્તા.

## वीर बाला नाटक.

શ્રી નારાયણ હેમચંદ્ર પ્રણીત આ ગ્રંથ મનોરંજક છે. આ ગ્રંથ વીર, કરૂણા અને શૃંગારથી ભરપુર છે, તે નાટક થોડી મુદતમાં અમારા તરફથી છપાઈ બહાર પડશે. જેમને જોઈએ તેણે અમોને લખવુ આની કીમ્મત આગાઉથી ગ્રાહક થનારને **નવ** આના અને પછાથી **બાર** આના પડશે.